ગુજરાત શૈક્ષણિક સંશોધન અને તાલીમ પરિષદ, ગાંધીનગરના પત્ર-ક્રમાંક
જીસીઈઆરટી/સી ઍન્ડ ઈ/૨૦૧૪/૨૨૨૨, તા. ૩-૨-૨૦૧૪થી મંજૂર

**શિક્ષક અને વાલી માટે અલગથી
શિક્ષક-આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે,
જેનો ઉપયોગ અવશ્ય કરશો.**

# ગુજરાતી

## ધોરણ 3

### (પ્રથમ સત્ર – દ્વિતીય સત્ર)

### પ્રતિજ્ઞાપત્ર

ભારત મારો દેશ છે.
બધાં ભારતીયો મારાં ભાઈબહેન છે.
હું મારા દેશને ચાહું છું અને તેના સમૃદ્ધ અને
વૈવિધ્યપૂર્ણ વારસાનો મને ગર્વ છે.
હું સદાય તેને લાયક બનવા પ્રયત્ન કરીશ.
હું મારાં માતાપિતા, શિક્ષકો અને વડીલો પ્રત્યે આદર રાખીશ
અને દરેક જણ સાથે સભ્યતાથી વર્તીશ.
હું મારા દેશ અને દેશબાંધવોને મારી નિષ્ઠા અર્પું છું.
તેમનાં કલ્યાણ અને સમૃદ્ધિમાં જ મારું સુખ રહ્યું છે.

**રાજ્ય સરકારની વિનામૂલ્યે યોજના હેઠળનું પુસ્તક**

વિદ્યાર્થીનું નામ : ____________________

શાળાનું નામ : ____________________

વર્ગ : __________ રોલ નંબર : __________

तमसो मा ज्योतिर्गमय

ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ
'વિદ્યાયન' સેક્ટર-૧૦એ, ગાંધીનગર

**લેખન-સંપાદન (SRG)**

શ્રી કિશોરભાઈ પાર્થ
શ્રી યાજ્ઞા સપાટવાલા
શ્રી મીનેશકુમાર વાળંદ
શ્રી મહંમદરફીક મનસુરી
શ્રી હર્ષવીબહેન પટેલ
શ્રી નીતાબહેન ઉપાધ્યાય
શ્રી રતનબહેન પરમાર
શ્રી મનીષભાઈ સુથાર
શ્રી સુભાષભાઈ હરિજન
શ્રી મહેન્દ્રભાઈ મકવાણા
શ્રી ઉદયકુમાર દેસાઈ
શ્રી યોગેશભાઈ પટેલ
શ્રી દક્ષાબહેન ગજ્જર
શ્રી નટવરભાઈ સુથાર
શ્રી હસમુખ પટેલ
શ્રી નિમેષ ટેલર
શ્રી મણિલાલ લાડ
શ્રી વિક્રમ શિયાળ
ડૉ. ભીખુભાઈ વેગડા
શ્રી જિજ્ઞેશપુરી ગોસ્વામી
શ્રી પ્રકાશભાઈ ભટ્ટી
શ્રી રાજેશ મહેતા
શ્રી રમેશભાઈ ઠક્કર
શ્રી મધુસૂદન ઠક્કર
શ્રી પ્રવીણભાઈ મચ્છોયા
શ્રી સુરેશભાઈ નાગલા
શ્રી કપીલાબહેન ચૌધરી
શ્રી ભગવાનદાસ દૂધરેજિયા
શ્રી કલ્પેશ પટેલ
શ્રી દિનેશભાઈ પ્રજાપતિ
શ્રી રમેશભાઈ ત્રિવેદી
શ્રી જિતેન્દ્રભાઈ કાપડિયા
શ્રી અમરતભાઈ રબારી
શ્રી વિનોદરાય ઓઝા
શ્રી મયૂરીબહેન ચૌહાણ
શ્રી જ્યોત્સના બોરણિયા

**સમીક્ષા**

ડૉ. રમેશ આ. ઓઝા
ડૉ. સંતોષ દેવકર
શ્રી જગમાલ જી. પાવરા
શ્રી અશ્વિનસિંહ એલ. સોલંકી
ડૉ. યોગેન્દ્ર વ્યાસ
ડૉ. બળવંતભાઈ તેજાણી
શ્રી પ્રકાશચંદ્ર વ. પરમાર

**ચિત્રાંકન**

શ્રી લાલજીભાઈ જે. કણઝરિયા
શ્રી જેઠાભાઈ ટાંક
શ્રી વનમાળીભાઈ ડોડિયા
સર્જન ગ્રાફિક્સ
શ્રી રાજેન્દ્ર વસાવા
શ્રી દિનેશભાઈ જોષી
શ્રી જ્યોતિ ખત્રી

**સંયોજન**

ડૉ. કમલેશ. એન. પરમાર
(વિષય-સંયોજક : હિન્દી)

**નિર્માણ-આયોજન**

શ્રી હરેશ એસ. લીમ્બાચીયા
(નાયબ નિયામક : શૈક્ષણિક)

**મુદ્રણ-આયોજન**

શ્રી હરેશ એસ. લીમ્બાચીયા
(નાયબ નિયામક : ઉત્પાદન)

## પ્રસ્તાવના

NCF-2005 તેમજ RTE-2009ને ધ્યાનમાં રાખીને દેશમાં પ્રાથમિક શિક્ષણનાં અભ્યાસક્રમ, પાઠ્યક્રમ અને પાઠ્યપુસ્તકો તેમજ સમગ્ર શિક્ષણ-પ્રક્રિયામાં બદલાવ થઈ રહ્યો છે. આ બદલાવ મુખ્યત્વે જે-તે વિષયો તેમજ શિક્ષણ-પ્રક્રિયા સંદર્ભે આપણી સમજ અંગેનો છે. બાળકની સર્જનશીલતા, વિચારશક્તિ, તર્કશક્તિ અને પૃથક્કરણ કરવાની આવડત વિકસે એ આ અભ્યાસક્રમનો મુખ્ય હેતુ છે. આ અભિગમને ધ્યાનમાં રાખીને જી.સી.ઈ.આર.ટી., ગાંધીનગર દ્વારા તૈયાર કરવામાં આવેલ ધોરણ ૩નું પ્રસ્તુત પાઠ્યપુસ્તક ગુજરાતી વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વાલીઓ સમક્ષ રજૂ કરતાં મંડળ આનંદ અનુભવે છે.

નવાં અભ્યાસક્રમ, પાઠ્યક્રમ અને પાઠ્યપુસ્તક-નિર્માણની સમગ્ર પ્રક્રિયામાં IGNUS-erg ટીમના સભ્યોએ સતત માર્ગદર્શન આપતા રહીને સ્ટેટ રિસોર્સ ગ્રૂપના સભ્યોને સજ્જ બનાવ્યા છે. UNICEFનો સહયોગ પણ આ આખી પ્રક્રિયા દરમિયાન મળ્યો છે. જે-તે વિષયના કોર ગ્રૂપના સભ્યોએ પણ વખતોવખત સહયોગ આપ્યો છે.

આ પાઠ્યપુસ્તકનો રાજ્યમાં અમલ કરતાં અગાઉ પસંદગીની શાળાઓમાં ત્રણ વર્ષ માટે અજમાયશી ધોરણે મૂકવામાં આવેલ હતું. તે દરમિયાન વિદ્યાર્થીઓને વર્ગમાં શિખવાડતી વખતે જે-જે અનુભવો થયા તેનાં વ્યાપક તારણો, ગુજરાત શૈક્ષણિક સંશોધન અને તાલીમ પરિષદ દ્વારા પ્રાપ્ત કરવામાં આવ્યાં અને તે મુજબ સુધારા-વધારા કરવામાં આવ્યા છે.

આ પાઠ્યપુસ્તકના સમગ્ર રાજ્યવ્યાપી અમલ પૂર્વે પાઠ્યપુસ્તક મંડળ દ્વારા આમંત્રિત વિષય-નિષ્ણાતો અને પાઠ્યપુસ્તક તૈયાર કરનાર જી.સી.ઈ.આર.ટી.ના નિષ્ણાતોની સંયુક્ત બેઠક બોલાવીને તેઓનાં સૂચનોને ધ્યાનમાં લઈને આ પાઠ્યપુસ્તકને આખરી સ્વરૂપ આપવામાં આવેલ છે.

પ્રસ્તુત પાઠ્યપુસ્તકને ગુણવત્તાયુક્ત તથા બાળભોગ્ય બનાવવા માટે પૂરતી જહેમત ઉઠાવી છે. તેના ચતુરંગી સ્વરૂપ દ્વારા બાળકો હોંશે હોંશે તેનો ઉપયોગ કરે એવું લક્ષ્ય રાખવામાં આવ્યું છે.

આ પાઠ્યપુસ્તકને ક્ષતિરહિત બનાવવા માટે પૂરતા પ્રયત્નો કર્યા છે, તેમ છતાં શિક્ષણમાં રસ ધરાવનાર વ્યક્તિઓ પાસેથી સૂચનો આવકાર્ય છે.

| | | |
|---|---|---|
| **ડૉ. આર. યુ. પુરોહિત** | **ડૉ. ભરત પંડિત** | **ડૉ. નીતિન પેથાણી** |
| નિયામક | નિયામક | કાર્યવાહક પ્રમુખ |
| (જી.સી.ઈ.આર.ટી.) | (પાઠ્યપુસ્તક મંડળ) | (પાઠ્યપુસ્તક મંડળ) |

તા.3-3-2015

ગાંધીનગર

**પ્રથમ આવૃત્તિ : ૨૦૧૪, પુન:મુદ્રણ : ૨૦૧૫**

**પ્રકાશક :** ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ, 'વિદ્યાયન', સેક્ટર ૧૦-એ, ગાંધીનગર વતી ડૉ. ભરત પંડિત, નિયામક

**મુદ્રક :**

# મૂળભૂત ફરજો

ભારતના દરેક નાગરિકની ફરજ નીચે મુજબ રહેશે :*

(ક) સંવિધાનને વફાદાર રહેવાની અને તેના આદર્શો અને સંસ્થાઓનો, રાષ્ટ્રધ્વજનો અને રાષ્ટ્રગીતનો આદર કરવાની;

(ખ) આઝાદી માટેની આપણી રાષ્ટ્રીય લડતને પ્રેરણા આપનારા ઉમદા આદર્શોને હૃદયમાં પ્રતિષ્ઠિત કરવાની અને અનુસરવાની;

(ગ) ભારતનાં સાર્વભૌમત્વ, એકતા અને અખંડિતતાનું સમર્થન કરવાની અને તેમનું રક્ષણ કરવાની;

(ઘ) દેશનું રક્ષણ કરવાની અને રાષ્ટ્રીય સેવા બજાવવાની હાકલ થતાં, તેમ કરવાની;

(ચ) ધાર્મિક, ભાષાકીય, પ્રાદેશિક અથવા સાંપ્રદાયિક ભેદોથી પર રહીને, ભારતના તમામ લોકોમાં સુમેળ અને સમાન બંધુત્વની ભાવનાની વૃદ્ધિ કરવાની, સ્ત્રીઓના ગૌરવને અપમાનિત કરે તેવા વ્યવહારો ત્યજી દેવાની;

(છ) આપણી સમન્વિત સંસ્કૃતિના સમૃદ્ધ વારસાનું મૂલ્ય સમજી તે જાળવી રાખવાની;

(જ) જંગલો, તળાવો, નદીઓ અને વન્ય પશુપક્ષીઓ સહિત કુદરતી પર્યાવરણનું જતન કરવાની અને તેની સુધારણા કરવાની અને જીવો પ્રત્યે અનુકંપા રાખવાની;

(ઝ) વૈજ્ઞાનિક માનસ, માનવતાવાદ અને જિજ્ઞાસા તથા સુધારણાની ભાવના કેળવવાની;

(ટ) જાહેર મિલકતનું રક્ષણ કરવાની અને હિંસાનો ત્યાગ કરવાની;

(ઠ) રાષ્ટ્ર પુરુષાર્થ અને સિદ્ધિનાં વધુ ને વધુ ઉન્નત સોપાનો ભણી સતત પ્રગતિ કરતું રહે એ માટે, વૈયક્તિક અને સામૂહિક પ્રવૃત્તિનાં તમામ ક્ષેત્રે શ્રેષ્ઠતા હાંસલ કરવાનો પ્રયત્ન કરવાની.

(ડ) માતા-પિતાએ અથવા વાલીએ ૬ વર્ષથી ૧૪ વર્ષ સુધીની વયના પોતાના બાળક અથવા પાલ્યને શિક્ષણની તકો પૂરી પાડવી.

*ભારતનું સંવિધાન : કલમ ૫૧-क

# અનુક્રમણિકા

# ૧. સિંહ અને ઉંદર



એક મોટું જંગલ હતું. તેમાં એક સિંહ રહેતો હતો.



એક બપોરે સિંહ ઊંઘતો હતો. એ વખતે થોડા ઉંદરો ત્યાં રમવા આવ્યા. એક નાના ઉંદરે સિંહના શરીર ઉપર દોડાદોડી કરી.



તેથી સિંહની ઊંઘ બગડી. સિંહે પંજો ઉગામ્યો. ઉંદર કંપી ગયો. ઉંદર બોલ્યો, ''મને માફ કરો.''



વળી તેણે વિનંતી કરતાં કહ્યું, ''વનરાજ ! તમારો ઉપકાર નહિ ભૂલું ! અણીના વખતે મદદ માટે આવીશ.''

ઉંદરની વાત સાંભળી, સિંહ હસ્યો અને બોલ્યો, ''પામર ઉંદર ! તું મને શી મદદ કરીશ ? ભાગ અહીંથી... જવા દઉં છું.''





થોડો વખત થયો ને સિંહ જાળમાં ફસાયો. તે બરાડા પાડવા લાગ્યો.



ઉંદરે એ સિંહના બરાડા સાંભળ્યા. તે સિંહની મદદ માટે દોડી આવ્યો.



ઉંદરે ઝડપથી દાંત વડે જાળ કાપવા માંડી. થોડી વારમાં જાળ કપાઈ ગઈ. સિંહ જાળમાંથી છૂટો થયો.



સિંહ આભાર સાથે બોલ્યો, ''મારા નાના મિત્ર ! તારો ખૂબ આભાર.''

## શબ્દસમજૂતી

**પામર** (અહીં) તુચ્છ **બરાડા** બૂમ

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(૧) સિંહની ઊંઘ શાથી બગડી ?

(૨) ઊંઘ બગડવાથી સિંહે શું કર્યું ?

(૩) સિંહ ક્યાં ફસાયો હતો ?

(૪) સિંહને કોણે બચાવ્યો ?

(૫) ઉંદરે શાનાથી જાળને કાપી ?

(૬) સિંહે ઉંદરનો આભાર કેમ માન્યો ?

**૨. નીચેના દરેક શબ્દનો ઉપયોગ કરી વાક્ય બનાવો અને વાંચો :**

(૧) વનરાજ : ____________

(૨) પંજો : ____________

(૩) મદદ : ____________

(૪) ઊંઘ : ____________

(૫) જંગલ : ____________

**૩. નીચેના શબ્દોમાં ખૂટતો અક્ષર કૌંસમાંથી પસંદ કરીને લખો :**

(૧) શ ____ ર (ડી, રી, ટી)

(૨) ઉં ____ ર (ડ, ર, દ)

(૩) ____ પકાર (ચ, ઉ, મ)

(૪) જંગ ____ (ળ, લ, ર)

૪. નીચેના કોષ્ટકમાંથી પ્રાણીઓનાં નામ શોધી, ખાલી જગ્યામાં લખો :

| | | | | |
|---|---|---|---|---|
| દી | વા | ઊં | ટ | સિં |
| પ | ઘ | ઉં | ગ | હ |
| ડો | હ | ર | દ | હ |
| પં | ર | કા | બ | ર |
| શિ | યા | ળ | મ | ણ |

(૧) ______ (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______ (૬) ______

૫. સૂચના મુજબ કરો :

(૧) તમને ગમતાં કોઈ પણ બે પક્ષી અને પ્રાણીનાં નામ કહો.

(૨) પ્રાણી તેમજ પક્ષીના ખોરાક વિશે કહો.

(૩) પક્ષી અને પ્રાણીના રહેઠાણ વિશે કહો.

(૪) તમને પક્ષીઓ તેમજ પ્રાણીઓ કેમ ગમે છે, તેની ચર્ચા કરો.

૬. તમને ગમતાં પ્રાણીનું ચિત્ર બૉક્સમાં ચોંટાડો અને તેના વિશે છ-સાત વાક્યો લખો :

પરોઢિયે પંખી જાગીને,
ગાતાં મીઠાં તારાં ગાન,
પરોઢિયે મંદિર-મસ્જિદમાં,
ધરતાં લોકો તારું ધ્યાન.





તું ધરતીમાં, તું છે નભમાં,
સાગર મહીં વસે છે તું,
ચાંદા સૂરજમાંયે તું છે,
ફૂલો મહીં હસે છે તું.

હરતા-ફરતાં કે નીંદરમાં,
રાતે-દિવસે સાંજ-સવાર,
તારો અમને સાથ સદાયે,
તું છે સૌનો રક્ષણહાર.





દેવ, બનાવી દુનિયા છે તેં આ,
તારો છે સૌને આધાર,
તું છે સૌનો, સૌ તારાં છે,
નમીએ તુજને વારંવાર.

## શબ્દસમજૂતી

**પરોઢિયે** સૂર્ય ઊગે તે પહેલાં પૂર્વમાં આછું અજવાળું થવા માંડે તે સમયે **ગાન** ગાવું તે, ગાયન **મસ્જિદ** મુસલમાનોનું બંદગી કરવાનું પવિત્ર સ્થાન, નમાજ પઢવાનું સ્થાન **નભ** આકાશ **મહીં** અંદર, વચ્ચે **સાથ** આપણી સાથે કોઈનું હોવું તે, સોબત **રક્ષણહાર** જોખમથી બચાવનાર **આધાર** જેના વિના ટકી કે નભી ન શકાય તે **વારંવાર** વારે ઘડીએ, ફરી ફરીને

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક એક વાક્યમાં આપો :**

(૧) પરોઢિયે પંખી કોનાં ગાન ગાય છે ?

(૨) ઈશ્વર ક્યાં ક્યાં છે ?

(૩) આપણે વારંવાર કોને નમીએ છીએ ?

**૨. નીચેના દરેક શબ્દનો ઉપયોગ કરી વાક્ય બનાવો :**

ઉદાહરણ : **નીંદર** : મને નીંદર આવી ગઈ.

(૧) પંખી : ____________________

(૨) ધરતી : ____________________

(૩) ફૂલ : ____________________

(૪) સાંજ : ____________________

**૩. નીચેની કાવ્યપંક્તિ પૂર્ણ કરો :**

હરતાં-ફરતાં ____________________

____________________

____________________ સૌનો રક્ષણહાર.

## ૪. નીચેના શબ્દોનું અનુલેખન કરો :

(૧) પરોઢ : ________ (૨) મસ્જિદ : ________ (૩) નીંદર : ________

(૪) દુનિયા : ________ (૫) સૂરજ : ________ (૬) વારંવાર : ________

## ૫. કાવ્યમાં આવતા શબ્દો કોષ્ટકમાંથી શોધી, તેની આસપાસ ⬭ કરી નીચે લખો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ | દુ | નિ | યા | મ | હીં | ધ |
| છ | રો | લ | બી | સ્જિ | મિ | ર્મ |
| ના | શ | ઢિ | નીં | દ | ર | માં |
| સૂ | ર | જ | યે | આ | ધા | ર |
| કા | શ | તુ | વા | રં | વા | ર |

(૧) ________ (૨) ________

(૩) ________ (૪) ________

(૫) ________ (૬) ________

(૭) ________ (૮) ________

## ૬. નીચે આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) સવાર ________ (૨) સૂરજ ________ (૩) દુનિયા ________

(૪) નીંદર ________ (૫) આકાશ ________

## ૭. સૂચના મુજબ કરો :

(૧) **ભાવનગર** શબ્દના અક્ષરો પરથી બીજા પાંચ શબ્દો બનાવો.

ઉદાહરણ : ભાવ, વન

(૨) બનાવેલ શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો.

(૧)

(૨)

(૩)

(૪)

(૫)

(૬)

(૩) નમૂના પ્રમાણે શબ્દજોડી બનાવો :

હસવું - હસનાર

દોડવું, ગાવું, ખાવું, પૂછવું

## ૮. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :

ગાન, સાથ, આધાર, પંખી, દુનિયા

(૧) (૨) (૩)

(૪) (૫)

### પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી પ્રાર્થનાગીત મેળવી પ્રાર્થનાપોથી બનાવો.

# ૩. સાચું તીર્થ



શંકર અને ઉમિયાને બે દીકરા હતા. એકનું નામ કાર્તિકેય અને બીજાનું નામ ગણેશ. બે ભાઈમાં ગણેશ દુંદાળા હતા. નાના નાના પગ અને મોટું મોટું માથું. કાર્તિકેય તો હરણની ફાળે દોડે, પણ ગણેશનું પેટ મોટું પટારા જેવું. દોડવાનું કે કૂદવાનું આવે તો એમને ન ફાવે.

એક દિવસ ગણેશ અને કાર્તિકેય વાદે ચડ્યા.

એક કહે, ‘‘હું જબરો.’’

બીજો કહે, ‘‘હું જબરો.’’

બેઉને લડતા જોઈને ઉમિયા બોલ્યાં :

‘‘તમે બેઉ એકસાથે નીકળીને આખી દુનિયા ફરી આવો. અડસઠ તીર્થ કરી આવો. બેમાં જે પહેલો ઘરે આવે તે જબરો.’’

માને પગે લાગીને કાર્તિકેય તો ચાલી નીકળ્યા દુનિયા ફરવા. એમને ચાલતાં શી વાર? પવનની જેમ એ તો દોડે. ગણેશ બેઠા બેઠા વિચાર કરે છે, ‘‘આ કાર્તિકેયને કેમ કરીને પહોંચી શકાશે ? આવડી મોટી ફાંદ અને આટલું ભારે માથું ન હોત તો એનેય બતાવી દેત, પણ હવે શું કરવું ?’’

ગણેશ તો મૂંઝવણમાં પડી ગયા. ત્યાં એકાએક એમના મનમાં એક વિચાર આવ્યો. તેમણે માને કહ્યું, ‘‘મા, તમે અહીં આ સિંહાસન પર બેસો.’’

પછી જઈને એ પિતાજીને બોલાવી લાવ્યા અને કહ્યું, ‘‘પિતાજી, તમે પણ અહીં માતાજી સાથે આ સિંહાસન પર બેસો.’’

શંકર બોલ્યા, ‘‘આજે આ શો ખેલ માંડ્યો છે તેં, ગણેશ ? કાર્તિકેય ક્યાં છે ?’’

ઉમિયા બોલ્યાં, ‘‘ એ તો ઘણે દૂર પહોંચી ગયો હશે, બે ભાઈ શરતમાં ઊતર્યા છે : જે દુનિયા ફરી આવે, અડસઠ તીર્થ ફરી આવે, ને પહેલો ઘેર આવે, એ જબરો.’’

આ સાંભળીને શંકરે ગણેશને પૂછ્યું, ‘‘ગણેશ, તું ક્યારે ઊપડે છે ?’’ ગણેશ મલક્યા અને બોલ્યા, ‘‘પિતાજી, તમે જુઓ તો ખરા.’’

પછી એમણે આસન પર બેઠેલાં માતાપિતાની પૂજા કરી અને તેમની પ્રદક્ષિણા શરૂ કરી. પોતે ફરતા જાય છે ને બોલતા જાય છે, ‘‘માતા દેવ છે, પિતા દેવ છે.’’

એકવાર, બેવાર, ત્રણવાર - એમ અડસઠવાર ગણેશજીએ માતાપિતાની આસપાસ આંટા

માર્યા, પછી તેમને પગે પડી એ બોલ્યા : ''દુનિયામાં સૌથી મોટું તીર્થ માબાપ છે. મેં એ તીર્થની અડસઠવાર પ્રદક્ષિણા કરી છે. મારી અડસઠ તીર્થની યાત્રા પૂરી થઈ.''

આ સાંભળીને શંકર કહે, ''ગણેશ તું નાનો છે પણ ઘણો ચતુર છે. બે ભાઈમાં તું જ પહેલો આવ્યો ગણાય. તારી બુદ્ધિ અજબ છે.''

ઉમિયા બોલ્યાં, ''જે માબાપને તીર્થરૂપ ગણે તેની પૂજા સૌથી પહેલી જ થાય ને !'' માતાપિતાનાં વચનો સાંભળીને ગણેશજી તો રાજી રાજી થઈ ગયા.

પછી ઘણે વખતે કાર્તિકેય આખી દુનિયા ફરીને ઘેર આવ્યા અને માતાપિતાને પગે લાગ્યા. લાંબી મુસાફરીને લીધે તેઓ થાકીને લોથપોથ થઈ ગયા હતા. તેમણે જોયું તો ગણેશ મોજથી માના ખોળામાં બેઠા હતા.

''ગણેશ, તું વહેલો આવી ગયો કે પછી નીકળ્યો જ નથી ?'' તેમણે ગણેશને પૂછ્યું. ગણેશ કહે, ''જીવતાં તીર્થ તે માબાપ.'' મેં એમની પૂજા કરી એટલે અડસઠેય તીર્થ મને ફળ્યાં. મારી તીર્થયાત્રા તો ક્યારનીય પૂરી થઈ છે.

## શબ્દસમજૂતી

**દુંદાળા** મોટી ફાંદવાળા **ફાળ** લાંબો કૂદકો **પટારો** લાકડાની મોટી પેટી **વાદ** ચડસાચડસી, બોલીને કરેલી તકરાર **જબરો** જોરાવર, બળવાન **બેઉ** બંને **અડસઠતીર્થ** તીરથ, તીર્થ (હિન્દુઓના જાત્રા કરવાનાં, પવિત્ર અડસઠ સ્થળો) **મલક્યા** મંદ સ્મિત કર્યું **પ્રદક્ષિણા** વસ્તુ કે વ્યક્તિને જમણી બાજુ રાખીને તેની આસપાસ ફરવું તે **અજબ** નવાઈ પમાડે તેવું **લોથપોથ** તદ્દન થાકી ગયેલું **મોજ** મનને સારું લાગે તેવી સ્થિતિ **સિંહાસન** સિંહની આકૃતિવાળું આસન

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(૧) કાર્તિકેય અને ગણેશ કોના દીકરા હતા ?

(૨) કાર્તિકેય કોના જેવી ઝડપે દોડતા હતા ?

(૩) ગણેશજીએ અડસઠ તીર્થ કોને માન્યાં ?

## ૨. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર ત્રણ-ચાર વાક્યોમાં આપો :

(૧) ગણેશ અને કાર્તિકેયને લડતા જોઈને ઉમિયાજી શું બોલ્યાં ?

(૨) ગણેશ અને કાર્તિકેયમાં કોની બુદ્ધિ અજબ લાગી ? કેમ ?

(૩) પ્રદક્ષિણામાં સૌથી પહેલું કોણ આવ્યું ? કેવી રીતે ?

(૪) ગણેશજીએ કાર્તિકેયના પ્રશ્નનો શો ઉત્તર આપ્યો ?

## ૩. નીચેનાં વિધાનો કોણ બોલે છે ? કોને કહે છે તે લખો :

(૧) ''મા, તમે અહીં આ સિંહાસન પર બેસો.'' ____________

(૨) ''ગણેશ, તું ક્યારે ઊપડે છે ?'' ____________

(૩) ''જીવતાં તીર્થ તે માબાપ.'' ____________

## ૪. નીચેનાં વાક્યો વાંચો અને લખો :

(૧) અડસઠ તીર્થ કરી આવો !

____________

(૨) કાર્તિકેય તો ચાલી નીકળ્યા દુનિયા ફરવા !

____________

(૩) ''પિતાજી, તમે જુઓ તો ખરા !''

____________

(૪) ''દુનિયામાં સૌથી મોટું તીર્થ માબાપ છે.''

____________

## ૫. નીચેનાં વિધાનોમાં સારી બાબત સામે ☑ અને નરસી બાબત સામે ☒ કરો :

(૧) ગણેશે માતા પિતાની પૂજા કરી. ☐

(૨) ધર્મરાજ પુસ્તકનાં પાનાં ફાડે છે. ☐

(૩) શબનમ માતાને ઘરકામમાં મદદ કરે છે. ☐

(૪) પંક્તિ ચંપલ આડાં અવળાં મૂકે છે. ☐

## ૬. સૂચના મુજબ કરો :

(૧) પાઠમાં આવતા નવા શબ્દોની નોંધ કરો.

ઉદાહરણ : દિવસ

(૨) જે શબ્દોની નોંધ કરી છે, તે શબ્દોના સમાનાર્થી તેમજ વિરુદ્ધાર્થી શબ્દ લખો.

| **સમાનાર્થી શબ્દ** | **વિરુદ્ધાર્થી શબ્દ** |
|---|---|
| દિન | રાત |

(૩) દરેક સમાનાર્થી તેમજ વિરુદ્ધાર્થી શબ્દ પરથી વાક્ય બનાવો.

**વાક્ય :** ઘડિયાળના કાંટા દિનરાત ફર્યા કરે છે.

## ૭. નીચેના દરેક શબ્દસમૂહ માટે એક શબ્દ લખો :

(૧) મોટી ફાંદવાળા ____________

(૨) કોઈ પણ વસ્તુ કે વ્યક્તિની આસપાસ ફરવું તે ____________

(૩) પવિત્ર ધર્મસ્થાનની શ્રદ્ધાપૂર્વક યાત્રા કરવી તે ____________

(૪) સિંહની આકૃતિવાળું આસન ____________

### પ્રવૃત્તિ

- કોઈ એક ધાર્મિક સ્થળની મુલાકાત લઈ તેમાંની વસ્તુઓ નોંધો અને તેનો ઉપયોગ લખો.

❖

# પુનરાવર્તન ૧

## ૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :

(૧) સિંહે ઉંદરનો આભાર કેમ માન્યો ?

(૨) પરોઢિયે પંખી કોનાં ગાન ગાય છે ?

(૩) ઈશ્વર ક્યાં ક્યાં છે ?

## ૨. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર ત્રણ-ચાર વાક્યોમાં લખો :

(૧) ગણેશ અને કાર્તિકેયને લડતા જોઈને ઉમિયાજી શું બોલ્યાં ?

(૨) ગણેશ અને કાર્તિકેયમાં કોની બુદ્ધિ અજબ લાગી ? કેમ ?

## ૩. નીચેના શબ્દોનું અનુલેખન કરો :

(૧) ઉગાડ્યો : ______ (૨) ધર્મરાજ : ______

(૩) મેઘાડંબર : ______ (૪) પશ્ચિમ : ______

(૫) બુદ્ધિ : ______ (૬) વિદ્યાર્થીઓ : ______

(૭) સ્ટેશન : ______ (૮) બોલ્યો : ______

## ૪. સૂચના મુજબ કરો :

(૧) **કરમસદ** શબ્દના અક્ષરો પરથી બનતા શબ્દો લખો.

(૨) જે શબ્દો બનાવ્યા તે દરેક શબ્દનું એક-એક વાક્ય બનાવો.

(૩) હવે બનેલ એક શબ્દ અને અન્ય એક શબ્દ લઈ વાક્ય બનાવો.

## ૫. નીચે આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) ઈશ્વર ______ (૨) ફૂલ ______

(૩) પંખી ______ (૪) મદદ ______

૬. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) રક્ષણ × ______ (૨) ધ્યાન × ______

(૩) દૂર × ______ (૪) પહેલું × ______

૭. કૌંસમાં આપેલા પ્રત્યયોમાંથી યોગ્ય પ્રત્યય લઈ ખાલી જગ્યા પૂરો :

(નો, ને, ની, નું)

(૧) ગણેશે માતાપિતા ______ પૂજા કરી.

(૨) શંકરે ગણેશ ______ પૂછ્યું.

(૩) સિંહ જંગલ ______ રાજા છે.

(૪) ગણેશના ભાઈ ______ નામ કાર્તિકેય છે.

૮. (૧) નીચેના લંબચોરસમાં ચાર પ્રાણીઓનાં નામ છે, તે શોધીને તેની ફરતે ⬭ કરો અને નામ લખો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મો | ગ | રો | સો | બ | સ | જ |
| ક | ર | હા | થી | દા | સ | વાં |
| ઘે | લી | મ | ડો | મ | લું | દ |
| ટું | ક | રે | ણ | વ | ડ | રો |

(૧) ______ (૨) ______ (૩) ______ (૪) ______

(૨) નીચેના લંબચોરસમાં ચાર વસ્તુઓનાં નામ છે, તે શોધીને તેની ફરતે ⬭ કરો અને નામ લખો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કા | બ | ર | બ | ર | ણી | ના |
| ત | ર | ત | ર | જો | બ | મો |
| ર | ખ | પે | ક | ખુ | ર | શી |
| પ | દે | લી | ત | દ | ફે | દ |

(૧) ______ (૨) ______ (૩) ______ (૪) ______

૪. 

# ચાંદલો ગમે

જયંત શુક્લ



મને આભલે ચમકતો ચાંદલો ગમે,
એની આસપાસ, નાના-મોટા તારા રમે. ... મને૦

મને શિયાળે સૂરજનો તડકો ગમે,
એની આસપાસ, મારો પડછાયો રમે... મને૦

મને ઉનાળે સંધ્યાની સોબત ગમે,
એની આસપાસ, લાલપીળા રંગો ગમે... મને૦

મને ચોમાસે વીજના ચમકારા ગમે,
એની આસપાસ, ઘનઘોર વાદળ રમે... મને૦

મને ધરતીના ખોળે ઊગ્યા છોડવા ગમે,
એની આસપાસ, પાંદડાં ને ફૂલો રમે... મને૦

મને માનવ-મહેરામણના મેળા ગમે,
એની આસપાસ, નાનાં-મોટાં છોરાં રમે... મને૦

## શબ્દસમજૂતી

**આભલે** આકાશમાં **સંધ્યા** સૂર્યાસ્ત પછીનો સાંજનો ઉજાસ **સોબત** એકબીજાની સાથે રહેવું, દોસ્તી **ઘનઘોર** (અહીં) વાદળોથી ઘેરાયેલું, તે બીક લાગે તેવું કાળું **ખોળે** (અહીં) ખોળામાં, ધરતી ઉપર **માનવ-મહેરામણ** મહાસાગર (અહીં) માણસોનો વિશાળ સમૂહ **છોરાં** છોકરાં, બાળકો

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(૧) નાના-મોટા તારા કોની આસપાસ રમે છે ?

(૨) સૂરજનો તડકો કઈ ઋતુમાં ગમે છે ?

(૩) ઉનાળે કોની સોબત ખૂબ ગમે છે ?

## ૨. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર ત્રણેક વાક્યોમાં આપો :

(૧) વીજળીના ચમકારા કેમ ગમે છે ? ક્યારે ?

(૨) છોડવા ક્યાં જોવા મળે છે ? એની આસપાસ શું રમે છે ?

## ૩. નીચેની ઋતુઓ વિશે ત્રણ-ત્રણ વાક્યો લખો :

(૧) ચોમાસું : ______________________________

______________________________

(૨) શિયાળો : ______________________________

______________________________

______________________________

(૩) ઉનાળો : ______________________________

______________________________

______________________________

## ૪. નીચેની પરિસ્થિતિમાં તમે શું કરશો ?

(૧) ખૂબ ઠંડી લાગે ત્યારે...

(૨) તમે મેળામાં જાઓ ત્યારે...

(૩) ખૂબ તડકો પડતો હોય ત્યારે ...

## ૫. સૂચના મુજબ કરો :

(૧) નીચેની ખાલી જગ્યામાં કૌંસમાંથી અક્ષર મૂકી નવા શબ્દો બનાવો :

(ભ, ન, જ, ર, ગ, ત)

______ મે, ______ મે, ______ મે, ______ મે, ______ મે, ______ મે

(૨) બનેલા શબ્દો પરથી એક-એક વાક્ય બનાવો.

(૩) ખૂટતા અક્ષર મૂકી બનેલા શબ્દવાળી પંક્તિ કાવ્યમાંથી શોધીને લખો.

**૬. નીચે આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

(૧) ધરતી ________ (૨) તડકો ________ (૩) પાંદડું ________

(૪) સોબત ________ (૫) માનવ ________

**૭. તમને ગમતું ગીત લખો.**

- નીચેના ચિત્રમાં રંગ પૂરો :



૫.

# ઠાગાઠૈયા કરું છું

ગિજુભાઈ બધેકા



એક હતો કાગડો અને એક હતી કાબર. બંને જણાંને દોસ્તી થઈ. કાબર ભલી અને ભોળી હતી પણ કાગડો બહુ પાક્કો હતો. કાબરે કાગડાને કહ્યું, ''કાગડાભાઈ, કાગડાભાઈ ચાલોને આપણે ખેતર ખેડીએ ? દાણા સારા થાય તો આખું વરસ ચણવા જવું ન પડે અને નિરાંતે ખાઈએ.'' કાગડો કહે, ''બહુ સારું, ચાલો.''

પછી કાબર અને કાગડો પોતાની ચાંચોથી ખેતર ખેડવા લાગ્યાં.

થોડી વાર થઈ ત્યાં કાગડાની ચાંચ ભાંગી એટલે કાગડો લુહારને ત્યાં ઘડાવવા ગયો. જતાં જતાં કાબરને કહેતો ગયો, ''કાબરબાઈ ! તમે ખેતર ખેડતાં જાઓ. હું હમણાં ચાંચ ઘડાવીને આવું છું.''

કાબર કહે, ''ઠીક.''

પછી કાબરે તો આખું ખેતર ખેડી નાખ્યું પણ કાગડાભાઈ આવ્યા નહિ.

કાગડાભાઈની દાનત ખોરી હતી એટલે ચાંચ તો ઘડાવી પણ કામ કરવાની આળસે ઝાડ ઉપર

બેઠા બેઠા લુહારની સાથે ગપ્પાં મારવા લાગ્યા.

કાબર તો કાગડાની રાહ જોઈ થાકી ગઈ, એટલે કાગડાને બોલાવવા ગઈ. જઈને કાગડાને કહે, ''કાગડાભાઈ કાગડાભાઈ ! ચાલો ને ? ખેતર તો ખેડાઈ ગયું. હવે આપણે વાવીએ.'' કાગડો કહે,

''ઠાગાઠૈયા કરું છું,
ચાંચુડી ઘડાવું છું.
જાવ, કાબરબાઈ ! આવું છું.''

કાબર પાછી ગઈ અને એણે તો વાવવાનું કામ શરૂ કર્યું. કાબરે રૂપાળો બાજરો વાવ્યો. થોડા દિવસોમાં એ એવો તો સુંદર ઊગી નીકળ્યો કે બસ ! એટલામાં નીંદવાનો વખત થયો એટલે વળી કાબરબેન કાગડાને બોલાવવા ગઈ. જઈને કાગડાને કહે, ''કાગડાભાઈ, કાગડાભાઈ! ચાલો, ચાલો, બાજરો બહુ સારો ઊગ્યો છે. હવે જલદી નીંદવું જોઈએ, નહિતર માલને નુકસાન થશે.''

આળસુ કાગડાએ ઝાડ ઉપરથી કહ્યું,

''ઠાગાઠૈયા કરું છું,
ચાંચુડી ઘડાવું છું.
જાવ, કાબરબેન ! આવું છું.''

કાબર તો પાછી ગઈ અને એકલીએ ખેતર આખું નીંદી નાંખ્યું. વખત જતાં કાપણીનો સમય આવ્યો એટલે કાબર વળી કાગડાભાઈને બોલાવવા ગઈ. જઈને કાગડાને કહે, ''કાગડાભાઈ ! હવે તો ચાલો ? કાપણીનો વખત થયો છે. મોડું કાપશું તો નુકસાન થશે.''

લુચ્ચા કાગડાએ કહ્યું,

''ઠાગાઠૈયા કરું છું,
ચાંચુડી ઘડાવું છું.
જાવ, કાબરબેન ! આવું છું.''

કાબરબેન તો નિરાશ થઈ પાછી ગઈ અને ખિજાઈને એકલીએ આખા ખેતરની કાપણી કરી નાખી.

પછી તો કાબરે બાજરાનાં ડૂંડાંમાંથી બાજરો કાઢ્યો. એક કોર બાજરાનો એક ઢગલો કર્યો અને બીજી કોર ઢૂંસાનો મોટો ઢગલો કર્યો અને ઉપર થોડોએક બાજરો નાખ્યો.

પછી તે કાગડાને બોલાવવા ગઈ. જઈને કહે, ''કાગડાભાઈ ! હવે તો ચાલશોને બાજરાના ઢગલા તૈયાર કર્યા છે, તમને ગમે તે ભાગ તમે રાખજો.''



વગર મહેનતે બાજરાનો ભાગ મળશે એ જાણી કાગડાભાઈ ફુલાઈ ગયા.

તેણે કાબરને કહ્યું, ''ચાલો બેન! તૈયાર જ છું. હવે ચાંચ બરાબર થઈ ગઈ છે.''

કાબર મનમાં બોલી, ''ખોટી દાનતનાં ફળ હવે બરાબર ચાખશો, કાગડાભાઈ !''

પછી કાગડો અને કાબર ખેતરે આવ્યાં. કાબર કહે, ''ભાઈ ! તમને ગમે તે ઢગલો તમારો.''

પછી કાગડાભાઈ તો મોટો ઢગલો લેવાને માટે ઢૂંસાવાળા ઢગલા ઉપર જઈને બેઠા. પણ જ્યાં બેસવા જાય ત્યાં ભાઈસા'બના પગ ઢૂંસામાં ખૂંપી ગયા અને આંખમાં, કાનમાં ને મોઢામાં બધે ઢૂંસાં ભરાઈ ગયાં અને કાગડાભાઈ મુશ્કેલીમાં મુકાયા !

પછી કાબરબેન બાજરો પોતાના ઘેર લઈ ગઈ અને ખાધુંપીધું ને મોજ કરી.

## શબ્દસમજૂતી

**દોસ્તી** ભાઈબંધી, મિત્રાચારી **પાક્કો** (અહીં) ચાલાક **ઘડવું** ટીપીને સરખું કરવું (અહીં) ઘડાવવા **ખોરી દાનત** ખોટી દાનત **ગપ્પાં મારવાં** આડી-અવળી નવરાશની વાત કરવી **નીંદવું** ખેતરમાંથી નકામું ઘાસ ઉખેડી કાઢવું **મોલ** પાક **કાપણી** કાપવું તે, લણણી **કોર** બાજુ **ડૂંડાં** કણનાં ડોડાં, કણસલાં **ઢૂંસાં** કણસલામાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતાં ફોતરાં, ઠૂંઠા

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(૧) કાગડો અને કાબર સ્વભાવે કેવાં હતાં ?

(૨) કાગડો અને કાબર શાના વડે ખેતર ખેડવા લાગ્યાં ?

(૩) કાબરે ખેતરમાં શું વાવ્યું ?

(૪) ખેતર કોણે નીંદી નાખ્યું ?

(૫) ખેતરમાં સૌથી વધુ મહેનત કોણે કરી ?

**૨. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર બે-ત્રણ વાક્યોમાં આપો :**

(૧) કાગડો લુહાર સાથે શા માટે ગપ્પાં મારવા લાગ્યો ?

(૨) નીંદવાનો વખત થતાં કાબરે કાગડાને શું કહ્યું ?

(૩) લુચ્ચો કાગડો કાબરને શો જવાબ આપે છે ?

(૪) કાગડો કયા ઢગલા પર જઈને બેઠો ? તેને શું થયું ?

**૩. નીચેના મૂળાક્ષરોની મદદથી અર્થપૂર્ણ શબ્દો બનાવો :**

ઉદાહરણ : **ક, બ, ત, ર - કબૂતર**

(૧) ક, ગ, ડ ______

(૨) ખ, ડ, ત ______

(૩) બ, જ, ર ______

(૪) ઢ, ગ, લ ______

(૫) ખ, ત, ર ______

### ૪. નીચેનાં વાક્યો કોણ બોલે છે તે લખો :

(૧) ‘‘બહુ સારું, ચાલો.’’ ____________

(૨) ‘‘ચાલો, બાજરો બહુ સારો ઊગ્યો છે.’’ ____________

(૩) ‘‘ખોટી દાનતનાં ફળ હવે બરાબર ચાખશો.’’ ____________

### ૫. ‘ની’, ‘નો’, ‘નાં’, ‘નું’ મૂકી નીચેની ખાલી જગ્યાઓ પૂરો :

(૧) કાગડા ____________ ચાંચ તૂટી ગઈ.

(૨) કાપણી ____________ વખત થયો છે.

(૩) કાબર અને કાગડા ____________ કામ બાજરો કાપવાનું હતું.

### ૬. સૂચના મુજબ કરો :

(૧) તમારા ગામના કારીગરોની યાદી બનાવો.

(૨) આ કારીગરોના ઓજારોની યાદી બનાવો.

(૩) કારીગર અને ઓજારના નામ લઈ વાક્ય બનાવો.

(૪) સાચી જોડ બનાવવા કોને કોને મળવું પડ્યું તેની ચર્ચા કરો.

### ૭. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) સુંદર × ____________ (૨) મોટું × ____________

(૩) મુશ્કેલ × ____________ (૪) નિરાશ × ____________

### ૮. નીચેના દરેક શબ્દસમૂહ માટે એક શબ્દ લખો :

(૧) કણસમાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતાં ફોતરાં ____________

(૨) ખેતરમાંથી નકામું ઘાસ ઉખેડી નાખવું ____________

**૯. તમારી આજુબાજુ કે ઘરઆંગણામાં જોવા મળતાં પક્ષીઓની યાદી બનાવો.**

**૧૦. ખેતરની મુલાકાત લઈ નીચે મુજબ નોંધ કરો :**

(૧) તમે જેની મુલાકાત લીધી તે ખેતર કોનું છે ?

(૨) તમારી મુલાકાત વખતે ખેતરમાં કયો પાક હતો ?

(૩) એ પાકમાંથી શું-શું બને છે, તે નોંધો.

**૧૧. ચિત્ર જોઈ વર્ણન કરો :**



### પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી ગિજુભાઈની બાળવાર્તાઓ મેળવો અને વાંચો.

# ૬. જોડકણાં

(૧) ચૂં ચૂં કરતા ઉંદર મામા,
આંટાફેરા ખાય,
ગામ આખાનાં કપડાં કાતરી
દરમાં પેસી જાય.



(૨) કાકા મારા શાણા ઘણા,
લાવે રોજ ધાણી-ચણા,
જ્યારે જ્યારે મામા આવે,
ઢગલો મીઠાઈ સાથે લાવે.



(૩) ડણક સિંહની સાંભળી,
જંગલ થથરી જાય,
રાજાજીની સામે થવાની
કોની હિંમત થાય ?



(૪) પા-પા પગલી,
ધૂળની ઢગલી,
ઢગલી ઉપર તગારું,
બકરીનું બચ્ચું લવારું.



## શબ્દસમજૂતી

**ડણક** સિંહની ગર્જના, ત્રાડ **આસપાસ** આજુબાજુ **પગલી** નાનાં નાનાં પગલાં, પગલાંની હાર **લવારું** બકરીનું બચ્ચું

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(૧) ઉંદર મામા ક્યાં રહે છે ?

(૨) કાકા શું લાવે છે ?

(૩) મામા શું લાવે છે ?

(૪) સિંહની ડણકથી કોણ થથરી જાય છે ?

(૫) બકરીના બચ્ચાને શું કહેવાય ?

**૨. નીચેનાં વાક્યોમાં જે શબ્દ નીચે લીટી કરી છે, તેની જગ્યાએ તેના જેવા અર્થવાળો શબ્દ મૂકી વાક્ય ફરીથી લખો :**

**ઉદાહરણ:** સિંહની <u>ડણક</u>થી પશુઓ ગભરાય છે. સિંહની ગર્જનાથી પશુઓ ગભરાય છે.

(૧) ચાલે નહિ કોઈ <u>આસપાસ.</u> ____________

(૨) ઊંચે ઊંચે <u>આકાશમાં.</u> ____________

**૩. તમને ગમતાં કોઈ પણ બે જોડકણાં લખો :**

**૪. ઉદાહરણ મુજબ તમારા મિત્રોની સારી ટેવો વિશે લખો.**

**ઉદાહરણ :** મહેશ સમયસર શાળાએ આવી જાય છે.

**૫. કૌંસમાં આપેલા અક્ષરોમાંથી ખૂટતો અક્ષર પસંદ કરી, ખાલી જગ્યામાં મૂકીને, શબ્દ બનાવો :**

(૧) ક ____ ડાં (પ, ય, ષ)

(૨) મી ____ ઈ (ઠા, ઢા, ડા)

(૩) હિં ____ ત (મ, પ, ય)

(૪) ____ ગલો (ટ, ઢ, ઠ)

## ૬. કૌંસમાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યાઓ પૂરો :

(૧) ચૂં ચૂં કરતા ________ મામા. (ઉદર, ઉંદર)

(૨) કપડાં ________ દરમાં પેસી જાય. (કાતળી, કાતરી)

(૩) લાવે રોજ ________ ચણા. (ઘાણી, ધાણી)

(૪) બકરીનું બચ્ચું ________ (લવારું, બોકડું)

## ૭. નીચે આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) જંગલ ________ (૨) ધૂળ ________

(૩) હિંમત ________ (૪) રોજ ________

## ૮. નીચેના શબ્દોના જાતિભેદ દર્શાવો :

ઉદાહરણ : ઉંદર - ઉંદરડી

(૧) કાકા ________ (૩) સિંહ ________

(૨) મામા ________ (૪) રાજા ________

## ૯. મોટેથી વાંચો અને જોઈને લખો :

ડણક સિંહની સાંભળી,
જંગલ થથરી જાય,
રાજાજીની સામે થવાની,
કોની હિંમત થાય ?

## ૧૦. નીચેના ઉદાહરણ મુજબ બે શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :

ઉદાહરણ : ઉંદર - ચૂં ચૂં ઉંદર ચૂં ચૂં કરે છે.

(૧) કાકા-ધાણી (૨) મામા-મીઠાઈ (૩) જંગલ-ઝાડ (૪) બકરી-લવારું

### પ્રવૃત્તિ

- વર્તમાનપત્રો કે સામયિકોમાંથી જોડકણાં મેળવી જોડકણાં સંગ્રહ બનાવો.

# પુનરાવર્તન ૨

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) કાગડો અને કાબર શાના વડે ખેતર ખેડવા લાગ્યાં ?

(૨) ખેતરમાં સૌથી વધુ મહેનત કોણે કરી ?

(૩) સિંહની ડણકથી કોણ થથરી જાય છે ?

**૨. નીચેનાં વિધાનો કોણ બોલે છે અને કોને કહે છે તે લખો :**

(૧) ''બહુ સારું, ચાલો.'' ______________________

(૨) ''ચાલો બહેન, તૈયાર જ છું.'' ______________________

(૩) ''ભાઈ ! તમને ગમે તે ઢગલો તમારો.'' ______________________

**૩. નીચેના શબ્દોના સમાન અર્થવાળા શબ્દો કોષ્ટકમાંથી શોધો અને તેની ફરતે ⬭ કરી, તે શબ્દો લખો :**

(ઊંઘ, બરાડા, સાથ, નભ, દોસ્તી, મોલ)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| હ | ર | દ | મ | ગ | સા | સો | સૌ |
| ભા | ર | ત | દ | મા | ગ | બ | પા |
| ઈ | દ | બૂ | નિ | દ્રા | ર | ત | ક |
| બં | ગ | મ | ગ | ક્ષ | તા | જ | ગી |
| ધી | ર | જ | મ | ણ | આ | કા | શ |

(૧) ______________ (૨) ______________ (૩) ______________

(૪) ______________ (૫) ______________ (૬) ______________

(૨) નીચેના શબ્દોના વિરોધી અર્થવાળા શબ્દો કોષ્ટકમાંથી શોધો અને તેની ફરતે ⬭ કરી, તે શબ્દો લખો :

(નાનું, દેવ, સવાર, આધાર, રૂપાળું, નુકસાન)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જ | ન | ક | દ | રૂ | પું | જા | રી |
| સ | દા | દા | ર | ડું | ગ | ર | નિ |
| તુ | ફા | ન | મો | ટા | ઈ | દ | રા |
| અ | ય | વ | ટું | ય | ય | મ | ધા |
| સા | દો | સાં | જ | ર | ળ | ન | ર |

(૧) ______ (૪) ______

(૨) ______ (૫) ______

(૩) ______ (૬) ______

૪. નીચેના દરેક શબ્દસમૂહ માટે એક શબ્દ લખો :

(૧) વસ્તુ કે વ્યક્તિને જમણી બાજુ રાખીને તેની આસપાસ ફરવું તે ______

(૨) સિંહની આકૃતિવાળું ______

(૩) સૂર્યાસ્ત પછીનો સાંજનો ઉજાસ ______

(૪) ખેતરમાંથી નકામું ઘાસ ઉખેડી નાખવું ______

(૫) કણસલામાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતાં ફોતરાં ______

૫. નીચે આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) સાથ ______ (૨) પાક ______ (૩) દોસ્તી ______

૬. તમને ગમતાં કોઈ પણ જોડકણાંની ચાર પંક્તિ લખો.

______

______

______

______

૭. સૂચના મુજબ કરો :

(૧) ક, મ, ન મૂળાક્ષર પરથી શરૂ થતાં શબ્દો બનાવો.

(૨) આ શબ્દોમાં જોડાક્ષરવાળા અને જોડાક્ષર વગરના શબ્દો અલગ તારવો.

(૩) ઉપરોક્ત શબ્દો સિવાયના અન્ય પાંચ જોડાક્ષરવાળા શબ્દો લખો.

(૪) તમારા મિત્રએ લખેલા જોડાક્ષરવાળા શબ્દ જુઓ અને ચર્ચા કરો.

❖

# ૭. કીડી અને કબૂતર



## સ્વાધ્યાય

### ૧. નીચેનાં દરેક પ્રશ્નનો ઉત્તર એક એક વાક્યમાં આપો :

(૧) કબૂતરે પાણીમાં પાન શા માટે ફેંક્યું ?

(૨) કીડી અને કબૂતરનાં રહેઠાણનાં નામ લખો.

### ૨. નીચેના શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :

ઉદાહરણ : પાણી : આ પાણી મીઠું છે.

(૧) ઝાડ : ______

(૨) પારધી : ______

(૩) કબૂતર : ______

(૪) કીડી : ______

(૫) પાન : ______

### ૩. સૂચના મુજબ કરો :

(૧) તમારા ઘર અને વર્ગખંડમાં જોવા મળતી ચીજવસ્તુઓની યાદી કરો.

(૨) તેમાંથી રોજ ઉપયોગમાં લેવાતી અને ક્યારેક ઉપયોગમાં લેવાતી વસ્તુઓ જુદી તારવો.

(૩) ઉપરોક્ત જુદી તારવેલ વસ્તુઓ પૈકી બંનેમાંથી પાંચ-પાંચ વસ્તુ પસંદ કરી તેનો ઉપયોગ ક્યાં કરો છો તે નોંધો.

(૪) ચીજવસ્તુની યાદી કરવામાં કઈ કઈ મુશ્કેલી પડી ? કેવી રીતે તારવી શક્યા ? ઉપયોગ લખવામાં શું ધ્યાને લીધું ? ચર્ચા કરો.

**૪. નીચેના શબ્દોનું અનુલેખન કરો :**

(૧) પારધી : ________ (૨) નદીકાંઠો : ________

(૩) તીરકામઠું : ________ (૪) ઘટાદાર : ________

(૫) ડંખ : ________ (૬) વૃક્ષ : ________

**૫. નીચેના કોઠામાંથી પંખીઓ અને વૃક્ષોનાં નામ શોધો :**

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કી | તૃ | આં | વ | ડ | પી | પ | ળો | સા |
| લી | ડી | બ | હિ | રા | પ | ભા | ગ | કા |
| ક | ત | લી | જ | ક્ષા | ર | કો | સ | ગ |
| ચ | બુ | ચા | કા | છુ | ઘ | લી | મ | ડો |
| ડી | મિ | ત | બ | દા | મ | નુ | ડી | ગી |
| આં | બો | જ્ઞ | ર | દા | ખ | ઈ | ઝા | ઘ |

જવાબ :

| પંખીઓ | વૃક્ષો |
|---|---|
| (૧) ________ | (૧) ________ |
| (૨) ________ | (૨) ________ |
| (૩) ________ | (૩) ________ |
| (૪) ________ | (૪) ________ |

**૬. ચિત્રવાર્તામાં આપેલ ચિત્રો પૈકીના કોઈ એક ચિત્રનું વર્ણન નીચે લખો.**

## ૭. સૂચના મુજબ કરો :

(૧) 'ક' મૂળાક્ષર પરથી શબ્દો બનાવો.

(૨) કોઈ પણ બે શબ્દો પસંદ કરી વાક્ય બનાવો.

(૩) તમે લખેલ વાક્યોની સરખામણી અન્ય વિદ્યાર્થીઓનાં વાક્યો સાથે કરો.

(૪) મૂળાક્ષર પરથી શબ્દ અને શબ્દ પરથી વાક્ય બનાવવામાં શી મુશ્કેલી પડી ? ચર્ચા કરો.

### પ્રવૃત્તિ

- શાળા-પુસ્તકાલયમાંથી અન્ય ચિત્રવાર્તા મેળવી વર્ગમાં અને પ્રાર્થના-સંમેલનમાં રજૂ કરો.

❖

# ૮. હું છું ખાખી બાવો

નરોત્તમ વાળંદ



બા બેઠી'તી રસોઈ કરવા
લઈ એ પળનો લા'વો
જટા બનાવી, ભભૂત લગાવી
બચુ બન્યો ત્યાં બાવો...
''બમ્ બમ્ ભોલા અલખ નિરંજન
હું છું ખાખી બાવો !
ભિક્ષા માટે આવ્યો, મૈયા !
ચપટી આટો લાવો !''
''રસોઈ એવી કશી ખપે ના,

નહીં મીઠાઈ-માવો,
વૈરાગીને ભોજન સાદું
ખીચડી આટો ખાવો...

પૈસા-કપડાં કંઈ ના જોઈએ,
ના જોઈએ સરપાવો,

મનમોજીલા બની અમારે
ગિરધરનો જશ ગાવો !"

બા બોલી આજીજી કરતી :
"ચીપિયો ના ખખડાવો,
ઘરમાં હમણાં કોઈ નથી ને
મુજને ના બિવડાવો ! "

" અચ્છા, મૈયા ! હમ ચલતે હૈં !"
કહીને ચાલ્યો બાવો;

વેશ હટાવી, થઈને ડાહ્યો,
બોલ્યો : "બા, હું આવો !"

## શબ્દસમજૂતી

**પળ** ક્ષણ **લા'વો** લહાવો **આટો** લોટ, ભૂકો **ભભૂત** ભસ્મ, રાખ **ખપે** જોઈએ **માવો** દૂધને ઉકાળી, પાણી વિનાનું બનાવી તૈયાર થતી બનાવટ **વૈરાગી** બાવો, સાધુ **સરપાવ** કંઈ સારું કરવાથી અપાતી શાબાશી **આજીજી** પોતાના ઉપર દયા અથવા રહેમ કરવા બોલાતાં વચન **મુજને** મને **મૈયા** માતા, મા **વેશ** નાટક કે અભિનય કરવા માટે પોતાના દેખાવમાં કરેલો ફેરફાર

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(૧) બાવાને જમવા માટે શું-શું જોઈએ છે ?

(૨) બા બાવાને શી આજીજી કરે છે ?

(૩) વેશ હટાવી બચુ બાને શું કહે છે ?

(૪) બાવો મનમોજીલો બનીને શું કરવાનું કહે છે ?

(૫) બચુ કેવી રીતે બાવો બન્યો ?

**૨. નીચે આપેલ શબ્દો માટે કાવ્યમાં વપરાયેલા શબ્દો શોધીને લખો :**

(૧) ક્ષણ : ____________

(૨) પકવાન : ____________

(૩) પોશાક : ____________

(૪) સારું : ____________

(૪) વિનંતી : ____________

(૬) માતા : ____________

**૩. સૂચના મુજબ કરો :**

(૧) સ, ત, ક, ન મૂળાક્ષર પરથી શબ્દો બનાવો.

(૨) તમે લખેલા શબ્દોમાંથી જે શબ્દોમાં 'મ' મૂળાક્ષર આવતો હોય તેવા શબ્દો જુદા પાડો.

(૩) જુદા પાડેલ શબ્દોમાંથી પાંચ શબ્દો પસંદ કરી તેનાં વાક્યો બનાવો.

**૪. શબ્દને અંતે 'વો' આવે તેવા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો :**

ઉદાહરણ : બાવો

(૧) ____________

(૨) ____________

(૩) ____________

(૪) ____________

(૫) ____________

(૬) ____________

(૭) ____________

(૮) ____________

**૫. નીચે આપેલ શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :**

ઉદાહરણ : બાવો - હું છું ખાખી બાવો.

(૧) ભભૂત :

(૨) રસોઈ :

(૩) ખીચડી :

(૪) સરપાવ :

**૬. કાવ્યના આધારે નીચેનાં વાક્યો યોગ્ય ક્રમમાં લખો :**

(૧) મુજને ના બિવડાવો. (૧)

(૨) બા બેઠી'તી રસોઈ કરવા. (૨)

(૩) બા બોલી આજીજી કરતી. (૩)

(૪) બચુ બન્યો ત્યાં બાવો. (૪)

(૫) ચીપિયો ના ખખડાવો. (૫)

(૬) જટા બનાવી, ભભૂત લગાવી.(૬)

**૭. અધૂરી કાવ્યપંક્તિ પૂર્ણ કરો :**

રસોઈ એવી કશી

ગિરધરનો જશ ગાવો!

**૮. નીચે આપેલ શબ્દો શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

ભભૂત, કપડું, નિરંજન, રસોઈ, સરપાવ, વૈરાગી

(૧) (૨) (૩)

(૪) (૫) (૬)

**પ્રવૃત્તિ**

- શિક્ષકની મદદથી આવાં કુતૂહલપ્રેરક ગીતો મેળવીને સમૂહગાન કરો.

# ૯. કંઈ એકલા ખવાય ?

મોહનભાઈ પટેલ

ગામને સીમાડે ઈસ્માઈલની વાડી. ઈસ્માઈલ ભારે મહેનતુ. વાડી બારેમાસ લીલીછમ રાખે. બાજરી લણી નથી કે જુવાર વાવી નથી. શાકભાજી પણ ઈસ્માઈલની વાડીનાં વખણાય.

વાડીને એક શેઢે એણે નાનકડો કૂબો બનાવેલો. એના કૂબાની નજીક મરઘાં માટે નાનકડું ઘર બનાવેલું. મરઘી પીલાં લઈને વાડીમાં ફરતી હોય એ જોઈને ઈસ્માઈલ બહુ હરખાય. વાડીમાં આલતુફાલતુ જીવાત આ મરઘાં ચણી જાય.



મરઘાઘર આગળ ઈસ્માઈલ રોજ દાણા પણ નાંખે. એકવાર વાડીમાં મકાઈ ખૂબ સરસ થયેલી. તાજા મોટા મકાઈના દાણા એણે મરઘાઘર આગળ વેર્યા. મરઘીએ એ જોયા ને રાજી થઈ : 'વાહ, શી ભગવાનની કૃપા છે !'

મરઘીને થયું, 'આ નાખ્યા એટલા દાણા હું ખાખા જ કરું ને દાણા હું પકવું નહિ તે કેમ ચાલે ? ઈસ્માઈલ તો રાતદિવસ તન તોડીને વાડીમાં કામ કરે છે, પણ દાણા વાવવા-લણવા એ બધું કામ મારી એકલીથી કાંઈ થાય ? કોકની સાથે સૂંઢલ કરી હોય તો મકાઈ વવાય.' વાડીમાં લાલિયો કૂતરો પણ રહેતો હતો. મરઘીને થયું, 'લાવને લાલિયાને પૂછી જોઉં. એની સૂંઢલ સારી. ઢોરઢાંખર કોઈ ખેતરમાં ઢૂંકે નહિ.'



ગઈ એ તો લાલિયા પાસે ''લાલિયાભાઈ, લાલિયાભાઈ, મારી પાસે સરસ મકાઈ છે. તમે સૂંઢલ રાખો તો આપણે મકાઈ વાવીએ.''

''અરે, મરઘીબાઈ, મારે વળી મકાઈ શું કરવી છે ? ખોટી મજૂરી કોણ કરે ? '' લાલિયાએ લૂલી હલાવી ના પાડી. પણ મરઘીનો ઉમળકો ભારે. એ ગઈ ગલબા શિયાળ કને. ''ગલબાભાઈ, ગલબાભાઈ ! ચાલો, આપણે મકાઈની ખેતી કરીએ. આપણો સરખો ભાગ. આપણે ખાઈએ એટલું પકવીએ તો ખરાં.'' પણ ગલબો જેનું નામ ! મહેનત કરવી એને ગમે? એ તો હાથમાં સોટી લઈને સવાર-સાંજ ફરવા જાય ને ગામ આખાની ચોવટ કરે. એણેય હસીને ના પાડી, ''મરઘીબાઈ, મને વખત જ ક્યાં છે ?''

મરઘી તો તોય નિરાશ ના થઈ. બાજુના ખેતરમાં ડુક્કર રહેતું હતું. ગઈ એ તો એની પાસે. ''અરે ડાહ્યાભાઈ ડુક્કર, મારી પાસે મકાઈનું સરસ બીજ છે. તમે સૂંઢલ રાખો તો આપણે મકાઈ વાવીએ. પાકે એમાં અર્ધો-અર્ધો ભાગ.''

ડાહ્યો ડુક્કર જોરથી છીંકાર્યો, ''ના રે, બાઈ, ના. ખેતી વળી કેવી? આ બધા ખેતી કરે છે કોના માટે? ખાઈપીને મજા કરો! પેટ ચોળીને શૂળ શા માટે ઊભું કરો છો ?''

મરઘી તો ડઘાઈ ગઈ. એને થયું, 'હું અહીં ક્યાં આવી ? પારકાની આશા શી રાખવી ?

ચાલ જીવ, જાતમહેનત ઝિંદાબાદ. હું એકલી તો એકલી. પણ મકાઈ વાવીશ ને મકાઈ લણીશ.'

મરઘીએ તો વાડીને એક ખૂણે ધોરિયાની ધારેધારે મકાઈ વાવી. એક દહાડો.... બે દહાડા... સમય વીતવા લાગ્યો. એક દી જ્યાં મકાઈના દાણા વાવ્યા હતા ત્યાં બધે લીલાકુમળા અંકુર ફૂટી નીકળ્યા. મરઘી તો જુએ ને હરખાય, જુએ ને હરખાય. મરઘીબાઈએ જઈને એમનાં પીલાંને વધાઈ ખાધી. પીલાં દોડતાં-કૂદતાં ફૂટતા અંકુર જોવા આવ્યાં. એય રાજીરાજી થઈ ગયાં.

એમ કરતાં કરતાં તો મકાઈના છોડ વધવા લાગ્યા. ખાસ્સા ઊંચા થઈ ગયા. ઉપર મકાઈના ડોડા બેઠા. હવે લાલિયો કૂતરો, ગલબો શિયાળ ને ડાહ્યો ડુક્કર આંટા મારવા લાગ્યા. ''મરઘીબાઈ, કેમ છો ? મકાઈ તો ઠીક પાકી. અરે ભાઈ, ગમે તેમ કહો તોય તમારી મહેનત !'' બધાં મરઘીબાઈની ખુશામત કરવા લાગ્યા, ''વાહ, મરઘીબાઈ, વાહ!''

મરઘીબાઈ વિચારે, 'મહેનત કરવાની હતી ત્યારે તો કોઈ ઢૂંકતુંય નહોતું. આજ મહેનતનાં ફળ લણવાનાં થયાં ત્યારે 'વાહ, મરઘીબાઈ વાહ !' વળી મરઘીબાઈને થયું, 'ભગવાને મને કણના મણ કરીને આપ્યા છે, પણ આડોશીપાડોશીને મૂકીને મારાથી ખવાય કાંઈ ?'

મરઘીબાઈએ સૂપડું સૂપડું મકાઈ એમને ત્યાં મોકલાવી ને બાકી કોઠીમાં ભરી. વરસ આખું હવે નિરાંત. લાલિયો, ગલબો ને ડાહ્યો તો પીળા ધમરક મકાઈના દાણા જોઈ ખુશ થઈ ગયા. એમને થયું, 'મરઘીબાઈની સૂંઢલ કરી હોત ને એમની સાથોસાથ મહેનત કરી હોત તો આ સૂપડું મકાઈને બદલે સૂંડલા અને સૂંડલા મકાઈ મળત.' હવે એમને પસ્તાવો થવા લાગ્યો. એમને ખાતરી થઈ કે મહેનત કરી એટલે જ મરઘીબાઈનું કુટુંબ સુખી થયું. હવેથી આપણે પણ મહેનત કરીશું એવો એમણે મનસૂબો કર્યો. પછી તો સૌએ ખાધું, પીધું ને મોજ કરી.

## શબ્દસમજૂતી

**સીમાડે** ગામને છેડે **મહેનતુ** સતત મહેનત કરનાર **કૂબો** ઘુમ્મટવાળું ઘાસનું ઝૂંપડું **પીલાં** મરઘીનાં બચ્ચાં **હરખાય** ખુશ થાય **કૃપા** મહેરબાની, દયા **તન** શરીર, બદન **સૂંઢલ** સામસામી મદદ **ઉમળકો** ઉત્સાહ **વખત** સમય, નવરાશ **ચોવટ** પંચાત, કામ વગરની ચર્ચા **છીંકાર્યો** (અહીં) ગુસ્સે થઈ બોલ્યો **દહાડો** દિવસ **અંકુર** ફણગો **ખુશામત** લાભ મેળવવા માટે કરાતા વખાણ **ઢૂંકવું** નજીક જવું **પસ્તાવો** ભૂલ માટે પાછળથી થતો ખેદ

## સ્વાધ્યાય

### ૧. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(૧) ઇસ્માઈલની વાડીનું વર્ણન કરો.

(૨) મરઘીબાઈએ સૂંઢલ કરવા માટે કોને કોને પૂછી જોયું ?

(૩) ડાહ્યા ડુક્કરે મરઘીબાઈને શો જવાબ આપેલો ?

(૪) મકાઈ તૈયાર થયા પછી મરઘીબાઈએ અંતે શો વિચાર કર્યો ?

(૫) મરઘીબાઈએ મકાઈ કોને કોને આપી ? બાકીની મકાઈનું શું કર્યું ?

(૬) મકાઈ મળ્યા પછી ત્રણે જણે પસ્તાવો કરીને શો મનસૂબો કર્યો ?

### ૨. નીચેના શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :

ઉદાહરણ : સુંદર, શિંગડાં, સાબર

સાબરનાં શિંગડાં સુંદર હતાં.

(૧) ફૂલ, તળાવ, કમળ

(૨) કબૂતર, ઝાડ, પાંદડું

(૩) વાદળાં, વીજળી, આકાશ

(૪) ખેતર, મકાઈ, હિલ્લોળા

(૫) રસ્તા, દોડતાં, વાહનો

### ૩. સૂચના મુજબ કરો :

(૧) આ વાર્તાનાં બધાં પાત્રોમાં કયાં બે પાત્રો તમને ગમે છે ? શા માટે ?

(૨) આળસુ માણસ સુખી થાય કે મહેનતુ માણસ ? શા માટે ?

(૩) તમે ખેડૂત હો તો તમે વાડીમાં શું-શું કરો ?

## ૪. સમાનાર્થી શબ્દ લખો :

| | | |
|---|---|---|
| પ્રશંસા : ________ | પરિશ્રમ : ________ | વખત : ________ |
| મોજ : ________ | તન : ________ | ભગવાન : ________ |

## ૫. વિરુદ્ધાર્થી શબ્દ લખો :

| | | |
|---|---|---|
| ખૂબ × ________ | ના × ________ | સુખી × ________ |
| નાનો × ________ | મહેનતુ × ________ | થોડું × ________ |
| આવવું × ________ | | |

## ૬. આ વાર્તામાં આવતાં પાત્રોનાં નામ લખો.

________ ________

________ ________

________ ________

### પ્રવૃત્તિ

- ગિજુભાઈ બધેકા, રમણલાલ સોની, જીવરામ જોશી તથા અન્ય લેખકોની ચિત્રવાર્તાઓ વાંચો.

❖

# ૧૦. જન્મદિનની ઉજવણી

**હર્ષદ ત્રિવેદી**

પ્રિય દોસ્ત રુદ્ર,

મજામાં ને ? હું પણ મજામાં છું. તને મારો પત્ર વાંચીને નવાઈ લાગશે કે મેં ફોન કરવાને બદલે લખવાનું કેમ પસંદ કર્યું ! ફોન પર કરેલી વાતો તો ભુલાઈ પણ જાય ! જ્યારે લખેલું તો ફરીથી વાંચવું હોય તોપણ વાંચી શકાય. આજે તને આનંદ થાય એવી વાત લખવાની છું.




ગઈ ૧૫મી તારીખે મારો જન્મદિવસ હતો. કેમ વિચારે ચડી ગયો ને ? તને એમ હશે કે અમે બધાંએ અહીં ભેગાં મળીને ખૂબ ધમાચકડી કરી હશે. આખો રૂમ રંગીન કાગળો અને ફુગ્ગાઓથી સજાવ્યો હશે ! બધા દોસ્તોએ ચમકતી રંગીન ટોપીઓ પહેરી હશે, રૂમની વચ્ચે ટેબલ પર 'હેપી બર્થડે ટુ મેઘા' લખેલી કેક ગોઠવી હશે. ફૂંક મારીને બધી મીણબત્તીઓ હોલવ્યા પછી તાળીઓના

ગડગડાટ વચ્ચે મેં કેક કાપી હશે! આ વાંચતી વખતે ફુગ્ગા ફૂટવાનો ફટ-ફટ અવાજ પણ તને તો સંભળાયો હશે!

પણ સાચું કહું તો આ વખતે આમાંનું કશુંય નહોતું. હા, મમ્મી-પપ્પાએ તો ઘણું બધું વિચારી રાખેલું પણ મેં જ કહ્યું; 'જન્મદિનની આપણે જરા જુદી રીતે ઉજવણી કરીએ.' મારે મારા વર્ગમાં જ જન્મદિનની ઉજવણી કરવી એવો નિર્ણય કર્યો. પપ્પા કહે : 'એ તો બહુ જ સરસ ! મમ્મી પણ રાજી રાજી થઈ. તારા વર્ગનાં બધાં બાળકો એમાં જોડાય, શિક્ષકો પણ તને આશિષ આપે એથી રૂડું શું ?'

હું રોજ કરતાં વહેલી તૈયાર થઈ ગઈ. રોઝી અને મૈત્રીને જણાવ્યું, તો એ પણ રાજી-રાજી થઈ ગયાં. વાતો કરતાં કરતાં અમે નિશાળે પહોચ્યાં, ઓમ અને આઝાદ પણ અમારી સાથે આવ્યા. અમે વર્ગશિક્ષક પાસેથી વર્ગસુશોભન માટે તોરણ, ફુગ્ગા, ધજાપતાકા લઈ વર્ગ શણગાર્યો. ઓમ અને મૈત્રીએ રંગીન ચૉક વડે કાળા પાટિયા પર ''મેઘાને જન્મદિનના ખૂબ ખૂબ અભિનંદન'' લખ્યું, ફરતે સરસ મજાની ડિઝાઇન દોરી. વર્ગખંડ દરરોજ કરતાં વધારે સુંદર દેખાતો જોઈને સૌ રાજી-રાજી થઈ ગયાં. કાળા પાટિયા પરનું લખાણ વાંચીને બધાં મારી સામે જોઈને થોડું હસી લેતાં હતાં. અમારા ગુરુજી આવ્યા. એમણે મોટેથી લખાણ વાંચ્યું, ''મેઘાને જન્મદિનના ખૂબ ખૂબ અભિનંદન.'' ગુરુજી બોલ્યા ''હેપી બર્થડે ટુ મેઘા.'' બધાં એક સાથે બોલી ઊઠ્યાં, 'હેપી બર્થડે ટુ મેઘા.' તાળીઓના ગડગડાટ વચ્ચે ગુરુજીએ મને બોલાવી, 'વ્હાલાં બાળકો આજે મેઘાનો જન્મદિવસ છે. આપણે સાથે મળીને મેઘાની ખૂબ જ પ્રગતિ થાય તેવી શુભકામના સાથે અભિનંદન પાઠવીએ.' ગુરુજીએ સાકરથી મારું મોં મીઠું કરાવ્યું અને મેં પણ ગુરુજીના આશિષ લઈ બધા મિત્રોને સાકર વહેંચી મોં મીઠું કરાવ્યું. ગુરુજીએ મને પુસ્તક ભેટ આપ્યું અને પુસ્તક ઉપર 'વ્હાલી મેઘાને જન્મદિનની નાનકડી ભેટ.' એમ લખીને શુભાશિષ પાઠવ્યા.

તું નહિ માને રુદ્ર ! મારો જન્મદિવસ ખૂબ સરસ રીતે પસાર થયો. ઘરે જન્મદિવસ ઊજવ્યા કરતાં શાળામાં સૌની સાથે ઊજવવાનો આનંદ અદકો છે. તું પણ વિચારજે.

તારો જન્મદિવસ તારી શાળામાં ઊજવજે. તારાં મમ્મી-પપ્પાને મારા પ્રણામ કહેજે.

તારા પત્રની રાહ જોઉં છું.

**લિ. તારી દોસ્ત**

**મેઘા**

## શબ્દસમજૂતી

**નવાઈ** આ કેવી રીતે થયું તેવો ભાવ **આશિષ** તારું ભલું અથવા કલ્યાણ થાય તેવું કહેવું **ધમાચકડી** ધમાલ, તોફાન **ડિઝાઈન** ભાત, આકૃતિ **રૂડું** સારું, સુંદર **ગડગડાટ** ગડ ગડ એવો અવાજ **પ્રગતિ** આગળ વધવું તે **શુભકામના** શુભ કરનારું (અહીં) **ભેટ** બક્ષિસ **અદકું** જુદું અથવા અલગ અને બેની સરખામણીમાં વધારે **પ્રણામ** નમસ્કાર, વંદન, નમન

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક એક વાક્યમાં આપો :**

(૧) કોના જન્મદિનની ઉજવણી કરવામાં આવી ?

(૨) મેઘાએ જન્મદિવસ ક્યાં ઊજવ્યો ?

(૩) કાળા પાટિયા પર શું લખ્યું હતું ?

(૪) ગુરુજીએ મેઘાને ભેટમાં શું આપ્યું ?

(૫) જન્મદિને મોં મીઠું કરાવવા શું-શું આપી શકાય ?

**૨. નીચે આપેલ શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :**

ઉદાહરણ : જન્મદિવસ - ગઈ ૧૫મી તારીખે મારો જન્મદિવસ હતો.

(૧) ગડગડાટ : ____________________

(૨) ઉજવણી : ____________________

(૩) સુશોભન : ____________________

(૪) અભિનંદન : ____________________

(૫) ગુરુજી : ____________________

**૩. ઉદાહરણ મુજબ લખો :**

ઉદાહરણ : રાખ્યું - રાખવું

(૧) કહ્યું : __________

(૨) પહેર્યું : __________

(૩) રહ્યું : __________

(૪) બદલ્યું : __________

(૫) વિચાર્યું : __________

(૬) મેળવ્યું : __________

(૭) ગુમાવ્યું : __________

(૮) ચાલ્યું : __________

## ૪. સૂચના મુજબ કરો :

(૧) જન્મદિવસની ઉજવણીમાં કઈ કઈ વસ્તુઓ વપરાય છે તેની યાદી તૈયાર કરો.

(૨) તે પૈકી કોઈ પણ પાંચ વસ્તુનાં નામ લખો. દરેક નામનો ઉપયોગ કરી અર્થપૂર્ણ વાક્યો બનાવો.

(૩) તમારો જન્મદિવસ કેવી રીતે ઉજવવા ઈચ્છો છો તે વિશે લખો.

## ૫. ઉદાહરણ મુજબ કેવી, કેવો, કેવું ઉમેરી શબ્દજોડ બનાવો :

ઉદાહરણ : કેક-કેવી

| | |
|---|---|
| (૧) ટોપી ____________ | (૨) કાગળ ____________ |
| (૩) તોરણ ____________ | (૪) ફુગ્ગો ____________ |
| (૫) ચીકુ ____________ | (૬) પુસ્તક ____________ |
| (૭) સફરજન ____________ | (૮) હાથી ____________ |
| (૯) ચૉક ____________ | (૧૦) નાળિયેર ____________ |

## ૬. નીચે આપેલાં વાક્યોને પાઠના ક્રમમાં ગોઠવી ફરીથી લખો :

(૧) મેઘાને જન્મદિનના ખૂબ ખૂબ અભિનંદન.

(૨) ઓમ અને આઝાદ પણ અમારી સાથે આવ્યા.

(૩) તારાં મમ્મી-પપ્પાને મારા પ્રણામ.

(૪) આજે તને આનંદ થાય એવી એક વાત લખવાની છું.

(૫) આખો રૂમ રંગીન કાગળો અને ફુગ્ગાઓથી સજાવ્યો હશે!

(૧) ______________________

(૨) ______________________

(૩) ______________________

(૪) ______________________

(૫) ______________________

## પ્રવૃત્તિ

- આ પાઠમાં આવતા અંગ્રેજી ભાષાના શબ્દો જુદા તારવો.

❖

# પુનરાવર્તન ૩

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) કબૂતરનો બચાવ કેવી રીતે થયો ?

(૨) વૈરાગીનું ભોજન શું હોય છે ?

(૩) મેઘાએ ફોન કરવાને બદલે પત્ર લખવાનું કેમ પસંદ કર્યું ?

**૨. નીચેના શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :**

**ઉદાહરણ : મૈત્રી - મૈત્રી બાલમંદિરે જાય છે.**

(૧) તીર : ____________________

(૨) પર્વત : ____________________

(૩) નિરંજન : ____________________

(૪) ચીપિયો : ____________________

(૫) દોરડું : ____________________

(૬) મીણબત્તી : ____________________

(૭) સાકર : ____________________

**૩. નીચે આપેલ દરેક શબ્દનો વિરુદ્ધાર્થી શબ્દ લખો :**

**ઉદાહરણ : ઊંચું × નીચું**

(૧) પૈસાદાર × __________ (૨) ડાહ્યો × __________

(૩) અજવાળું × __________ (૪) સુખ × __________

(૫) નિયમિત × __________ (૬) ગુમાવ્યું × __________

૪. નીચેની અધૂરી કાવ્યપંક્તિ કાવ્યમાંથી જોઈને લખો :

વૈરાગીને ભોજન ..................................................

..................................................

.................................................. જોઈએ સરપાવો.

૫. ચિત્ર જોઈ તેનું વર્ણન કરો :



# ફાગણિયો લહેરાયો

નટુભાઈ બરાનપુરિયા



કેસૂડાંની કળીએ બેસી
ફાગણિયો લહેરાયો.
આવ્યો ફાગણિયો... રૂડો ફાગણિયો... કેસૂડાંની૦

રંગ ભરી પિચકારી ઊડે,
હૈયે હરખ ન માયો.
અબીલ-ગુલાલ ગગનમાં ઊડે... (૨)
વ્રજમાં રાસ રચાયો...
આવ્યો ફાગણિયો... રૂડો ફાગણિયો... કેસૂડાંની૦

લહર લહર લહરાતો ફાગણ

ફૂલડે ફોરમ લાયો.

કોકિલ કંઠી કોયલડીએ... (૨)

ટહુકી ફાગ વધાયો

આવ્યો ફાગણિયો, રૂડો ફાગણિયો... કેસૂડાંની૦

પાને પાને ફૂલડાં ધરિયાં,

ઋતુ રાજવી આયો.

સંગીતની મહેફિલો જામી... (૨)

વસંત-બહાર ગવાયો.

હો આવ્યો ફાગણિયો... રૂડો ફાગણિયો... કેસૂડાંની૦

રંગોની ઉજાણી ઊડે,

કેસૂડો હરખાયો,

ચેતનના ફુવારા છૂટ્યા... (૨)

હોરી ધૂમ મચાયો,

આવ્યો ફાગણિયો... રૂડો ફાગણિયો... કેસૂડાંની૦

## શબ્દસમજૂતી

**રૂડો** મજાનો, સુંદર **અબીલ** એક સુગંધીદાર સફેદ ભૂકી **ગગન** આકાશ **વ્રજ** ગોકુળ પાસેનું સ્થળ, વૃંદાવન જ્યાં કિશોર કૃષ્ણે રાસલીલા કરી હતી **લહેરાવું** હવાનું હળવું મોજાં રૂપે આવવું **ફોરમ** સુગંધ **કોકિલ** કોયલ **વધાયો** વધામણાં કર્યાં, આવકાર આપ્યો **ધરિયાં** ધારણ કર્યાં **મહેફિલ** કવિતા, સંગીત, ગઝલનો આનંદ આપતો કાર્યક્રમ **વસંત-બહાર** સંગીતનો એક રાગ **ચેતનના ફુવારા** અત્યંત ઉત્સાહ **હોરી** હોળીના દિવસોમાં ગવાતું ગીત **લહર** લહેરાવવું તે લહર

## સ્વાધ્યાય

### ૧. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(૧) ફાગણ મહિનામાં કયો તહેવાર આવે છે ?

(૨) કેસૂડાનાં ફૂલ કયા માસમાં જોવા મળે છે ?

(૩) 'ઋતુરાજ' કઈ ઋતુને કહે છે ?

(૪) આ ઋતુમાં શેના ફુવારા છૂટે છે ?

### ૨. કૌંસમાંથી ખૂટતા શબ્દો મૂકી પંક્તિ પૂર્ણ કરો :

(ધૂમ, ફોરમ, હરખ, કળીએ)

(૧) કેસૂડાંની ________ બેસી. (૨) હૈયે ________ ના માયો.

(૩) ફૂલડે ________ લાયો. (૪) હોરી ________ મચાયો.

### ૩. સૂચના મુજબ કરો :

(૧) તમને ગમતા સાત રંગનાં નામ લખો.

(૨) તે રંગનાં ફળ-ફૂલ કે શાકભાજીનાં નામ લખો.

(૩) તે ફળ-ફૂલ કે શાકભાજી વિશે એક વાક્ય લખો.

(૪) કોઈ બે શાકભાજીનાં નામ સાથે આવે તે પ્રમાણે વાક્ય લખો.

### ૪. શબ્દોના અંતે 'યો' આવતો હોય તેવા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો :

ઉદાહરણ : ફાગણિયો

(૧) ________ (૪) ________ (૭) ________

(૨) ________ (૫) ________ (૮) ________

(૩) ________ (૬) ________ (૯) ________

## ૫. નીચેના મૂળાક્ષરોની મદદથી અર્થપૂર્ણ શબ્દો બનાવો :

ઉદાહરણ : ક.સ.ડ. - કેસૂડાં

(૧) ફ.ગ.ણ.ય. ____________

(૨) ગ.લ.લ. ____________

(૩) પ.ચ.ક.ર. ____________

(૪) ક.ય.લ.ડ. ____________

(૫) સ.ગ.ત. ____________

(૬) ઉ.જ.ણ. ____________

(૭) અ.બ.લ. ____________

(૮) ક.ક.લ. ____________

(૯) ફ.વ.ર. ____________

(૧૦) વ.સ.ત. ____________

## ૬. માગ્યા મુજબ લખો :

(૧) છ ફૂલોનાં નામ

(૧) ____________ (૨) ____________ (૩) ____________

(૪) ____________ (૫) ____________ (૬) ____________

(૨) છ તહેવારોનાં નામ

(૧) ____________ (૨) ____________ (૩) ____________

(૪) ____________ (૫) ____________ (૬) ____________

(૩) છ ગુજરાતી માસનાં નામ

(૧) ____________ (૨) ____________ (૩) ____________

(૪) ____________ (૫) ____________ (૬) ____________

(૪) છ પક્ષીઓનાં નામ

(૧) ____________ (૨) ____________ (૩) ____________

(૪) ____________ (૫) ____________ (૬) ____________

## ૭. નીચેના જેવા શબ્દો બનાવો :

ઉદાહરણ : ઊડ - ઊડાઊડ

(૧) ધબ ____________

(૨) કટ ____________

(૩) ખટ ____________

(૪) ટક ____________

(૫) ભમ ____________

(૬) ટન ____________

(૭) ચટ ____________

(૮) ફટ ____________

## ૮. કાવ્યપંક્તિ પૂર્ણ કરો :

લહર લહર ..............................................................................

..............................................................................

.............................................................................. ફાગ વધાયો.

## ૯. તમને ગમતા કોઈ એક તહેવાર વિશે પાંચ વાક્યો લખો.

### પ્રવૃત્તિ

- શિક્ષકની મદદથી ઋતુગીતોનો સંગ્રહ કરો.
- દૃશ્ય-શ્રાવ્ય સાધનોની મદદથી ઋતુગીત અને તહેવાર ગીતો સાંભળો.

❖

# ૧૨. બકરીબહેન

જુગતરામ દવે



બકરીબહેનને સુંદર બચ્ચાં થયાં એટલે ઘર બાંધ્યા વિના ચાલે ? બકરીબહેન તો રસ્તા વચ્ચે જઈને બેઠાં. એવામાં શેરડીના ગાડાવાળો નીકળ્યો.

**શેરડીના ગાડાવાળો**

એ બકરી, ખસ અહીંથી. રસ્તામાં કેમ બેઠી છે ?

**બકરીબહેન**

બકરી તારી મા ને બકરી તારી બહેન ! બકરી બકરી કોને કહે છે ? બકરીબહેન નથી કહેવાતું ?

**શેરડીના ગાડાવાળો**

ભાઈસા'બ, ભૂલ થઈ. બકરીબહેન, બકરીબહેન, રસ્તામાંથી ઊઠશો ? લો, શેરડીનો એક ભારો તમને આપું.

**બકરીબહેન**

હા, હવે હું ઊઠીશ. શેરડીનો ભારો પેલા ઝાડ નીચે નાખો. ત્યાર પછી આવ્યું ગોળનું ગાડું.

**ગોળના ગાડાવાળો**

એ બકરી ! રસ્તામાં કેમ બેઠી છે ? ખસી જા બાજુએ.

बकरीबहेन

बकरी तारी मा ने बकरी तारी बहेन ! बकरी बकरी कोने कहे छे ? बकरीबहेन नथी कहेवातुं ?



ગોળના ગાડાવાળો

ભાઈસા'બ, ભૂલ થઈ ગઈ. બકરીબહેન, બકરીબહેન, જરા બાજુએ ખસો. બેચાર ઘડા ગોળના આપું છું.



બકરીબહેન

હા, એમ કરો તો ઊઠીશ. ગોળના ઘડા પેલા ઝાડ નીચે મૂકતા જાઓ.

એટલામાં ટોપરાના ગાડાવાળો નીકળ્યો.

ટોપરાના ગાડાવાળો

એ બકરી, રસ્તા વચ્ચે કેમ બેઠી છે ? બાજુએ ખસી જા.

બકરીબહેન

બકરી તારી મા ને બકરી તારી બહેન ! બકરીબહેન નથી કહેવાતું ?

ટોપરાના ગાડાવાળો

ભાઈસા'બ, ભૂલ થઈ. બકરીબહેન, બકરીબહેન, જરા ખસી જાઓ. લો, તમને બે ટોપલા ટોપરાના આપું.



બકરીબહેન

હા, હવે ઊઠું છું. ટોપરાના ટોપલા આ ઝાડ નીચે ઠાલવો. પછી તો બકરીબહેને ઘર બાંધ્યું. ગોળની ભીંતો બનાવી, શેરડીના દાંડા કર્યા અને છાપરા ઉપર ટોપરાની વાટકીઓનાં નળિયાં નાખ્યાં.

પછી બકરીબહેને બચ્ચાંને કહ્યું :

બકરીબહેન

ગોળ કેરી ભીંતલડી
ને શેરડી કેરા દાંડા;

ટોપરીએ ઘર છાયા,
બચ્ચાં, ચાલો એમાં રહીએ.

બચ્ચાં બહુ જ રાજી થઈને કૂદવા લાગ્યાં અને બોલ્યાં :

બકરીનાં બચ્ચાં

ગોળ કેરી ભીંતલડી
ને શેરડી કેરા દાંડા;

ટોપરીએ ઘર છાયા,
માડી, ચાલો એમાં રહીએ.



પછી તો બકરીબહેન ઘરનાં બારણાં વાસીને ચરવા ચાલ્યાં. સાંજે પાછાં આવીને બકરીબહેને બારણાં ખખડાવ્યાં. અંદરથી બચ્ચાં કહે, એ કોણ છે ?

બકરીબહેન

ગોળ કેરી ભીંતલડી
ને શેરડી કેરા દાંડા;

ટોપરીએ ઘર છાયા,
બચ્ચાં, બારણાં ઉઘાડો.

બચ્ચાં તો તરત જ સમજી ગયાં કે મા આવી છે. એટલે તરત જ તેમણે બારણાં ઉઘાડ્યાં. બકરી અને બચ્ચાં ભેટી પડ્યાં.

એક દિવસ બકરીબહેન ચરવા ગયાં હતાં, તે લાગ જોઈને વાઘ આવ્યો. તેણે બારણાં ખખડાવ્યાં.

અંદરથી બચ્ચાં બોલ્યાં, એ કોણ છે ?

પણ વાઘને કંઈ બકરીબહેન જેવું બોલતાં આવડે ?

**બચ્ચાં**

જે હોય તે જતા રહો. તમે કંઈ અમારી મા નથી. અમારી મા આવીને બોલશે તો જ અમે બારણાં ઉઘાડશું. વાઘભાઈ તો આ સાંભળીને છાનામાના નાસી ગયા.

સાંજે બકરીબહેન ચરીને ઘેર આવ્યાં અને બારણાં ખખડાવ્યાં.

**બચ્ચાં**

એ કોણ બારણાં ખખડાવે છે ?

**બકરીબહેન**

ગોળ કેરી ભીંતલડી
ને શેરડી કેરા દાંડા;

ટોપરીએ ઘર છાયા,
બચ્ચાં, બારણાં ઉઘાડો.

બચ્ચાં માને ઓળખી ગયા એટલે તરત તેમણે બારણાં ઉઘાડયાં. બકરીબહેન ઘરમાં ગયાં કે તરત બચ્ચાં તેમને ભેટી પડ્યાં.

**શબ્દસમજૂતી**

**ભીંતલડી** દીવાલ **દાંડા** શેરડીના સાંઠા **છાપરું** ટાઢ, તડકા, વરસાદથી બચવા મકાન કે ઝૂંપડી પર ગોઠવેલા વાંસ પરનાં નળિયાં, તાડપત્રી કે પતરાં **છાયા** ઢાંકેલા **લાગ** પોતાનું કામ થાય તેવો અનુકૂળ સમય **નાસી ગયા** જતા રહ્યા **છાનામાના** ચૂપચાપ

**સ્વાધ્યાય**

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(૧) બકરીબહેન રસ્તા વચ્ચે જઈને શા માટે બેઠાં ?

(૨) શેરડીવાળાએ બકરીબહેનને શું આપ્યું ?

(૩) ગોળના ગાડાવાળાએ બકરીબહેનને શું પૂછ્યું ?

(૪) બકરીબહેને ગાડાવાળાને શો જવાબ આપ્યો ?

(૫) બકરીબહેન ચરવા ગયાં ત્યારે મોકો જોઈને કોણ આવ્યું ?

## ૨. પાઠમાંથી જોડાક્ષરવાળા શબ્દો શોધીને લખો :

ઉદાહરણ : બચ્ચાં

(૧) ________ (૨) ________ (૩) ________

(૪) ________ (૫) ________ (૬) ________

## ૩. નીચે આપેલ ઉદાહરણ મુજબ બીજા શબ્દો બનાવો :

ઉદાહરણ : શાક - શાકવાળો / શાકવાળી

| | | | |
|---|---|---|---|
| (૧) શેરડી | ________ | (૨) ગોળ | ________ |
| (૩) વાંસળી | ________ | (૪) રિક્ષા | ________ |
| (૫) રમકડાં | ________ | (૬) દૂધ | ________ |
| (૭) ગાડું | ________ | (૮) ફળ | ________ |
| (૯) લારી | ________ | (૧૦) રિક્ષા | ________ |

## ૪. સૂચના મુજબ કરો :

(૧) પાઠમાં આવતાં પાત્રોની યાદી કરો.

(૨) યાદી કરેલ શબ્દોના પ્રથમ અક્ષરથી બનતા અન્ય બે શબ્દો લખો.

(૩) પાઠનું પાત્ર અને બનેલ શબ્દનો ઉપયોગ કરી વાક્ય બનાવો.

(૪) વાક્યો પરથી ફકરો લખો.

## ૫. પાઠના આધારે સમાનાર્થી શબ્દો લખો :

| | |
|---|---|
| (૧) દીવાલ : ________ | (૨) કૂદકો : ________ |
| (૩) માર્ગ : ________ | (૪) કમાડ : ________ |
| (૫) ઝાડ : ________ | (૬) મોકો : ________ |

## ૬. અધૂરી પંક્તિ પૂર્ણ કરો :

ગોળ કેરી ....................................................

....................................................

.................................... ચાલો એમાં રહીએ.

૭. કોષ્ટકમાં પ્રાણીઓનાં નામ છે તે શોધીને તેની ફરતે ⬭ કરી અને નામ નીચે લખો :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| વાં | બ | ર | ગ | જ | અ | હા | મ |
| સિં | દ | ક | વા | ધ | સ | થી | જિ |
| ઉં | હ | રો | રી | ઘે | સ | ગા | રા |
| ખિ | સ | કો | લી | ટું | લું | ય | ફ |
| લ | બ | ળ | દ | મ | ન | ચિ | ત્તો |

ઉદાહરણ : ગાય

(૧) ________ (૨) ________ (૩) ________

(૪) ________ (૫) ________ (૬) ________

(૭) ________ (૮) ________ (૯) ________

(૧૦) ________ (૧૧) ________ (૧૨) ________

૮. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :

શેરડી, વાઘ, બકરી, નળિયું, ટોપરું, ગોળ

(૧) ________ (૨) ________ (૩) ________

(૪) ________ (૫) ________ (૬) ________

## પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી જોડકણાંવાળી બાળવાર્તા શોધીને વાંચો.
- પ્રાર્થનાસભામાં બાળવાર્તા રજૂ કરો.

❖

# ૧૩. બતકનું બચ્ચું

ધીરુબહેન પટેલ

એક બતકનું બચ્ચું હતું. એની મા કહે, ''ચાલ, તને તરતાં શીખવું.''

બચ્ચું કહે,

"નાહ્ય કોણ ? તરે કોણ ?
ઠંડા પાણીમાં પડે કોણ?
હું તો નહિ તરું ! ''

એની મા તોય એને નદી પાસે લઈ ગઈ. નદી તો મોટી હતી. બહુ મોટી. એમાં વહાણો તરતાં હતાં.

નદીના પાણીમાં કાચબા હતા. મગર હતા. નાની-મોટી માછલીઓ હતી.

માએ બચ્ચાને કહ્યું, ''ચાલ, નદીમાં નાહીએ. નદીમાં તરીએ.''

બચ્ચું કહે, ''નાહ્ય કોણ ? તરે કોણ ?
ઠંડા પાણીમાં પડે કોણ ?
ઊંહું, હું તો નહિ નાહું !
હું તો નહિ તરું !"



બતક તો એને તળાવને કાંઠે લઈ ગઈ. એમાં કમળનાં ફૂલ હતાં. શિંગોડીના વેલા હતા. માછલીઓ હતી. માએ બચ્ચાંને કહ્યું, ''ચાલ, તળાવમાં નાહીએ. ચાલ, તળાવમાં તરીએ.''

બચ્ચું કહે, ''ના, ભાઈ, ના !

નાહ્ય કોણ ? તરે કોણ ?
ઠંડા પાણીમાં પડે કોણ ?
ઊંહું, હું તો નહિ નાહું !
હું તો નહિ તરું !''

હવે બતક એને ખાબોચિયા પાસે લઈ ગઈ. સાવ નાનું ખાબોચિયું. તેમાં થોડુંક અમથું પાણી. ખૂબ બધો કાદવ. કાદવમાં ફરે અળસિયાં.

માએ બચ્ચાંને કહ્યું, ''ચાલ, ખાબોચિયામાં નાહીએ. ખાબોચિયામાં તરીએ.''

બચ્ચું કહે, ''ના, ના, ના !

નાહ્ય કોણ ? તરે કોણ ?
ઊંહું, હું તો નહિ નાહું !
હું તો નહિ તરું !''

બતક તો મૂંઝાઈ ગઈ : 'બતકનું બચ્ચું તરે નહિ તે કેમ ચાલે ?' મરઘીનાં બચ્ચાં ચાલે ને ચકલીનાં બચ્ચાં ઊડે. બતકના બચ્ચાં તો તરે જ !

આ બચ્ચું શું કહે છે, '' હું તો નહિ નાહું ! હું તો નહિ તરું !''

આવું તે કંઈ ચાલે ?

પછી તો બતક એના બચ્ચાંને વાવ આગળ લઈ ગઈ.

વાવ ઊંડી હતી. અંધારી હતી. અંદર પાણી હતું.

બતકે બચ્ચાને કહ્યું, ''ચાલ, વાવમાં નાહીએ, ચાલ વાવમાં તરીએ.''

બચ્ચું કહે,

''નાહ્ય કોણ? તરે કોણ?
ઠંડા પાણીમાં પડે કોણ ?
ઊંહું, હું તો નહિ નાહું !
હું તો નહિ તરું !''

એટલામાં બચ્ચાંના બાપે આવીને કહ્યું,

''નીચું જો.''

બચ્ચાએ નીચે જોયું. બાપે બચ્ચાને પાણીમાં ધક્કો માર્યો.

બચ્ચું પાણીમાં અંદર ગયું. પછી બહાર આવ્યું. પછી તરવા લાગ્યું. એને તરતાં આવડી ગયું. પાંખ ફફડાવે ને તરે. એને બહુ મજા આવી.

બચ્ચું ગાવા લાગ્યું, ''તરવાની મજા ! નાહવાની મજા ! ઠંડા ઠંડા પાણીમાં પડવાની મજા !''

બચ્ચું એની મા સાથે ખાબોચિયા પાસે ગયું. ત્યાં પણ એને તરવાની મજા પડી. પછી એ એની મા સાથે તળાવ પાસે ગયું. ત્યાં પણ એને તરવાની મજા પડી. પછી એ એની મા સાથે નદી પાસે ગયું. ત્યાં પણ એને તરવાની મજા પડી.

બચ્ચાના બાપાએ બચ્ચાને કહ્યું, ''શાબાશ ! શાબાશ !''

## શબ્દસમજૂતી

**શિંગોડીના વેલા** તળાવમાં થતા એક જાતના વેલા, જેના પર ફળ આવે તેમને શિંગોડાં કહે છે. **ખાબોચિયું** પાણીથી ભરેલો ખાડો **વાવ** પગથિયાંવાળો કૂવો

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(૧) બતકની મા બચ્ચાને ક્યાં ક્યાં તરવા લઈ ગઈ ?

(૨) નદીમાં શું-શું હતું ?

(૩) તળાવમાં શું-શું હતું ?

(૪) બચ્ચું માને શું કહેતું હતું ?

(૫) બચ્ચાના બાપે શું કર્યું ? શા માટે ?

(૬) બચ્ચું તરતાં-તરતાં શું બોલ્યું ?

**૨. નીચે આપેલ શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો :**

બતકનું બચ્ચું : ______________________

બતકની મા : ______________________

બચ્ચાનો બાપ : ______________________

## ૩. નીચે આપેલ ઉદાહરણ મુજબના વિરુદ્ધાર્થી શબ્દોની જોડ બનાવો :

ઉદાહરણ : પાસે × દૂર

(૧) ______ × ______ (૩) ______ × ______

(૨) ______ × ______ (૪) ______ × ______

## ૪. ઉદાહરણ મુજબ લખો :

ઉદાહરણ : એક સસલું - બે સસલાં

(૧) એક છોકરું ______

(૨) એક બચ્ચું ______

(૩) ______ બે કાચબા

(૪) એક અળસિયું ______

(૫) એક રૂપિયો ______

(૬) ______ બે તડબૂચ

(૭) એક શિકારી ______

(૮) એક કૂતરો ______

## ૫. નીચે આપેલાં વાક્યોને પાઠના ક્રમમાં ગોઠવીને ફરીથી લખો :

(૧) મા બચ્ચાને વાવ પાસે લઈ ગઈ.

(૨) મા બચ્ચાને નદી પાસે લઈ ગઈ.

(૩) મા બચ્ચાને તળાવ પાસે લઈ ગઈ.

(૪) મા બચ્ચાને ખાબોચિયા પાસે લઈ ગઈ.

(૫) બચ્ચાના બાપાએ તેને શાબાશી આપી.

(૧) ______

(૨) ______

(૩) ______

(૪) ______

(૫) ______

## ૬. નીચેનાં ચિત્રો જોઈ તેના વિશે લખો :



______

______

______

______









## પ્રવૃત્તિ

- વિવિધ પક્ષીઓનાં પીંછાં ભેગાં કરી સંગ્રહપોથી બનાવો.
- પાણીમાં રહેતા સજીવોની યાદી તૈયાર કરો.

# ૧૪. ઉખાણાં

(૧) વગર દોરડે વાત કરે, સૌના પાડે ફોટા;
ગીત સંભળાવે, પ્રસંગ બતાવે, વાપરે નાના-મોટા.



(૨) સૌને એ અજવાળાં દેતી ધીમેધીમે બળતી;
પ્રકાશ આપી રાજી થાતી, જાત એની જલતી.



(૩) બે બાજુ બે ચામડાં, વચ્ચે પોલંપોલ;
દાંડી મારે ધમ ધમ બોલે, તેનો ભેદ તું ખોલ.



(૪) મારા ઘરને ખૂણા ચાર, પવન કરતો મુજને પ્યાર;
ઊડતી જાઉં દૂર ગગન, બાળ જોતાં થઈને મગન.



(૫) ઊંચાં ઊંચાં તાડ જેવાં, અઢારે અંગ વાંકાં;
ઊભાં ઊભાં પાન ચાવે, મારે એ તો ફાંકા.



(૬) કઠણ કઠણ પથ્થર જેવો, ગોળ પીઠવાળો;
શરીર આખું અંદર રાખી, પાણીમાં ફરનારો.



## શબ્દસમજૂતી

**પ્રકાશ** અજવાળું **પવન** વાયરો **ગગન** આકાશ **તાડ** એક જાતનું ઊંચું ઝાડ **પાન** પાંદડું **મૂલ** કિંમત

## સ્વાધ્યાય

### ૧. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(૧) ગીત સાંભળવા શાનો શાનો ઉપયોગ થાય છે ?

(૨) મીણબત્તી પોતે બળી સૌને શું આપે છે ?

(૩) ધમધમ વાગતાં બે વાદ્યનાં નામ લખો.

(૪) અઢાર અંગ કોનાં વાંકાં છે ?

(૫) કઠણ પથ્થર જેવી પીઠ કોની છે ?

### ૨. સૂચના મુજબ લખો :

(૧) તમને આવડતું એક ઉખાણું લખો.

(૨) તમે લખેલ ઉખાણામાંથી ચાર શબ્દો શોધી એ શબ્દોના છેલ્લા મૂળાક્ષર પરથી અન્ય શબ્દો બનાવો.

(૩) બનેલ શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો.

૩. ચિત્રને આધારે વર્ણન લખો.



૪. તમને આવડતાં કોઈ પણ બે ઉખાણાં લખો.

(૧)

(૨)

## પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી ઉખાણાં મેળવી ઉખાણાં સંગ્રહપોથી બનાવો.

# પુનરાવર્તન ૪

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) કેસૂડાના ઝાડનું બીજું નામ શું છે ?

(૨) બકરીબહેને ઘર બાંધવા માટે શાનો શાનો ઉપયોગ કર્યો હતો ?

(૩) બતકનું બચ્ચું વારંવાર કઈ પંક્તિઓ બોલે છે તે લખો.

(૪) કોઈ એક ઉખાણું લખો.

**૨. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

(૧) અજવાળું : ____________ (૨) જળ : ____________

(૩) લાગ : ____________ (૪) ફોરમ : ____________

(૫) ગગન : ____________

**૩. ઉદાહરણ મુજબ કરો :**

**ઉદાહરણ : સૂડોકે - કેસૂડો**

(૧) ખાણાંઉ ____________ (૨) રીબક ____________

(૩) સિઅયુંળ ____________ (૪) યોગણિફા ____________

**૪. કાવ્યપંક્તિ પૂર્ણ કરો :**

રંગોની ઉજાણી ............................................................

............................................................................

............................................................................ ધૂમ મચાયો.

**૫. નીચેનામાંથી કોઈ પણ બે વિશે લખો :**

(૧) કમ્પ્યૂટર (૨) હોળી (૩) પોસ્ટ-ઑફિસ (૪) શાળા

(૧) ____________________________________________

## પૂરક વાચન

# ૧. છોટા જાદુગર

મહેન્દ્રભાઈ જોષી



અંતર મંતર જંતર હું જાણું છું એક મંતર
તને ચકલી બનાવી દઉં,
તને કાગડો બનાવી દઉં,
જુઓ આ ટોપલી ખાલી,
તેમાં પરી રહે છે મતવાલી;
મારી ટોપલીમાં જાદુ તેમાં પરીને બેસાડું,
તેનું સસલું બનાવી દઉં,
જુઓ આ ગંજીપાની રમત,
રમતમાં છે મોટી ગમ્મત;
પહેલાં રાણી આવે છે,
પછી રાજા આવે છે,
તેનો ગુલ્લો બનાવી દઉં,
અંતર મંતર જંતર હું.
જુઓ આ છે એક નાનો ઠીંગુ,
તેનું નામ પાડ્યું છે મેં ટીનુ;
ટીનુ ખૂબ દોડે છે, મોટાં ઝાડ પાડે છે,
તેને લંબુ બનાવી દઉં,
અંતર મંતર જંતર હું...

### શબ્દસમજૂતી

**મંતર** કોઈ ચમત્કારી શક્તિ મેળવવા વારંવાર બોલાતો શબ્દ કે શબ્દસમૂહ **મતવાલી** પોતે બીજાથી અલગ હોવાનું અભિમાન ધરાવતી **ઠીંગુ** સાધારણથી ઓછી લંબાઈવાળું **લંબુ** સાધારણથી વધારે ઊંચું

❖

## ૨. વાવાઝોડું

યશવંત કડીકર

ગામમાં એક ડોશી. એમને એક દીકરો. એક દિવસ દીકરો ઘેટાં-બકરાં ચારવા જંગલમાં ગયો. આકાશમાં કાળાં વાદળો ઘેરાયાં. જોરથી પવન ફૂંકાવા લાગ્યો. આ જોઈ ડોશીએ જંગલ તરફ દોટ મૂકી. ડોશીએ દીકચાને બૂમ પાડતાં કહ્યું, 'મોટું વાવાઝોડું આવી રહ્યું છે, ઘેટાં-બકરાંને લઈને ઘેર આવ.'

ઝાડીમાં બેઠેલો વાઘ ડોશીનો અવાજ સાંભળી ચમક્યો. વાઘ વિચારવા લાગ્યો : આ વાવાઝોડું વળી શી બલા છે ? જંગલમાં ચઢિયાતાં ખૂંખાર અને બળવાન જાનવરો તો છે, પરંતુ જરૂર આ કોઈ ખતરનાક બલા હશે.  આમ વિચારીને વાઘ મનોમન ડરી ગયો. વાવાઝોડાના મારથી બચવા ચૂપચાપ ઝાડીમાંથી નીકળી ઘેટાં-બકરાંમાં ભળી ગયો. ત્યાં વાઘના ભયથી ઘેટાં-બકરાંમાં નાસભાગ મચી ગઈ.

છોકરો ઘેટાં-બકરાંની સાથે વાઘને લઈ ઘેર પાછો આવ્યો. એમને વાડામાં બંધ કરી દીધાં. એટલામાં વરસાદ પણ શરૂ થઈ ગયો. વરસાદ અને તોફાનનું જોર જામ્યું. આવામાં એક ચોરને ચોરી



કરવાનું મન થયું. ચોર અડધી રાતે ડોશીના વાડામાં ઘૂસી ગયો. ચોર તાજાં-માજાં બકરાંને ચોરી જવા માગતો હતો. પણ ચોરના હાથમાં વાઘની ગરદન આવી ગઈ. ચોરને થયું આ જ તગડો માલ છે. ચોરે એના ગળામાં દોરડું બાંધી દીધું. તે વાઘને ખેંચીને બહાર લાવ્યો. વાઘ ભયથી ધ્રૂજતો ચૂપચાપ એની પાછળ ચાલવા લાગ્યો. અંધારી રાત હતી. ચોર વાઘને લઈ દૂર નીકળી ગયો. સવારે ચોરે જોયું, બકરાની જગ્યાએ તેણે વાઘ બાંધ્યો હતો. ચોર ગભરાઈ ગયો. વાઘને ત્યાં જ મૂકી પાસેના એક ઝાડના પોલાણમાં છુપાઈ ગયો.

આ તરફ છૂટીને વાઘ પણ જંગલ તરફ ભાગ્યો. વાઘને ભાગતો જોઈ રીંછે એને પૂછ્યું આજ આટલી ઝડપથી ક્યાં નીકળ્યા છો ? વાઘ હાફતાં હાફતાં બોલ્યો, ‘શું કહું હવે આ જંગલમાં આપણી દાળ નહિ ગળે. અહીં એક જાનવર આવી પહોંચ્યું છે એનું નામ વાવાઝોડું છે. એનાથી બચી ભાગી આવ્યો છું. જો ! મારા ગળામાં એના હાથનું બાંધેલું દોરડું છે. એ એવું ખતરનાક છે કે ગળેથી જ પકડીને સૌને કાબૂમાં રાખે છે.’

વાઘની વાત સાંભળીને રીંછ ઊભું થઈ ગયું. ‘‘શું કહ્યું ? મારા એક પંજાથી એનો ચહેરો છૂંદી ન નાખું તો કહેજો.’’ વાઘને લઈ રીંછ ઝાડની બખોલ પાસે આવીને બેઠું. વાવાઝોડાની રાહ જોવા લાગ્યા. ધીમે ધીમે એનું પૂંછડું ઝાડની બખોલમાં ગયું. ચોરે જોયું કે રીંછનું પૂંછડું એના મોં પાસે આવી ગયું. ચોરે જોશથી પૂંછડું પકડી પૂરી તાકાતથી ખેંચવા માંડ્યું.

રીંછને એકદમ વાવાઝોડાનો ખ્યાલ આવી ગયો. તેણે ચીસ પાડી. રીંછે પોતાનું પૂંછડું છોડાવવા જોર લગાવ્યું. ચોર અને રીંછ જોર કરતાં હતાં. છેવટે રીંછનું પૂંછડું ચોરના હાથમાં આવી ગયું. વગર પૂંછડે, જીવ બચાવીને રીંછ ભાગી નીકળ્યું. બંને ભાગતાં દૂર નીકળી ગયાં. જંગલમાં પહોંચીને જ શ્વાસ લેવા લાગ્યા.

ગજબ થયો ! આ કેવું જાનવર. જે પૂંછડાં તરફથી પણ અચાનક હુમલો કરે છે. તેઓ વાવાઝોડા વિશે વાત કરી રહ્યા હતા. સિંહની નજર એમના પર પડી. સિંહે પૂછ્યું. કેમ આટલા ગભરાયેલા લાગો છો ? રીંછે જવાબ આપ્યો, હવે જંગલમાં રહેવાનું મુશ્કેલ છે. તમારાથી વધુ બળવાન જાનવર એનું નામ વાવાઝોડું. તે જંગલમાં આવ્યું છે. રીંછે કહ્યું, એણે એક ઝાટકાથી મારું પૂંછડું ઉડાવી દીધું. વાઘે પણ આગળ આવીને પોતાની ગરદન પર બાંધેલું દોરડું બતાવ્યું. બંનેએ સિંહને કહ્યું કે હવે આ જંગલ છોડીને બીજે ક્યાંય ચાલ્યા જવું જોઈએ.

સિંહને એમની વાત પર ગુસ્સો આવ્યો. એણે કહ્યું, ‘તમે કાયર છો. એક જ પંજાથી એને મારીને ખતમ ન કરી નાખું તો મારું નામ સિંહ નહિ.’

ત્રણેય મળીને એ બખોલવાળા ઝાડ તરફ ગયા. ચોર પોતાનો જીવ બચાવવા ઝાડની બખોલમાંથી નીકળીને ઝાડની સૌથી ઊંચી ડાળ પર જઈને બેસી ગયો. જ્યાં પાંદડાં વચ્ચે કંઈ જ દેખાતું ન હતું. સિંહે

ગર્જના કરી. ડરનો માર્યો ચોર પણ ધ્રૂજવા લાગ્યો. એના હાથમાંથી ડાળી છૂટી ગઈ. ચોર ધડામ કરતો સિંહ ઉપર પડ્યો.

સિંહને લાગ્યું એના ઉપર વાવાઝોડું આવીને પડ્યું છે. વાવાઝોડાનો હુમલો થયેલો સમજીને તે ભાગ્યો. પડી ન જવાય માટે ચોરે સિંહની કેડ પકડી લીધી. સિંહનો શ્વાસ ઘૂંટાવા લાગ્યો. હવે સિંહ જીવ પર આવી ગયો. જીવ બચાવવા લાંબી ફલાંગો ભરતો દોડવા લાગ્યો. ચોર પણ ખૂબ થાકી ગયો હતો. થાકને લીધે ચોરની પકડ ઢીલી પડી. ચોર જમીન પર પડી ગયો. સિંહ ગાંડાની જેમ ભાગતો રહ્યો. ખૂબ દૂર નીકળી ગયા પછી સિંહ, વાઘ અને રીંછ ભેગાં થયાં. સિંહના તો હોશ-કોશ પણ ઊડી ગયા હતા. સિંહ બોલ્યો, આ વાવાઝોડું તો ખૂબ જ ખતરનાક છે ! વાવાઝોડાને સવારી કરવાનો બહુ શોખ છે. મને ખબર હોત તો એને શોધવા ન જાત. એટલે હવે આપણે આ જંગલ છોડીને ક્યાંક ચાલ્યા જવું જોઈએ. આવું વિચારી ત્રણેયે જંગલમાંથી વિદાય લઈ લીધી.

## શબ્દસમજૂતી

**વાવાઝોડું** પવનનું તોફાન **ખૂંખાર** ઘાતકી **ફલાંગ** કૂદકો **પોલાણ** પોલો ભાગ **ભયાનક** ભયંકર **ખતરનાક** ખતરાવાળું ભયંકર **કાયર** ડરપોક **ફુરસદ** નવરાશ

❖

# ૩. ધમાચકડી

નીતા રામૈયા



ધમાચકડી ધમાચકડી ધમાચકડી મારું નામ,
ડાહ્યું ડાહ્યું કરવાનું કે કહેવાનું એ તારું કામ.
સીધા રસ્તે વાંકાં-ચૂંકાં
પગલાં માંડું લાંબાં-ટૂંકાં,
પાન વીણું લીલાં-સૂકાં
ભેગાં કરું ડાળી-ઠૂંઠાં;
પૂછો નહીં, એ બધાંનું શું છે હવે મારે કામ,
ધમાચકડી ધમાચકડી ધમાચકડી મારું નામ;
ડાહ્યું ડાહ્યું કરવાનું કે કહેવાનું એ તારું કામ.
આંટા મારું આડાઅવળા
કપડાં પહેરું ઊંધાંસવળાં,
પથરા વીણું ગોળ-લિસ્સા
મણકાથી હું ભરું ખિસ્સાં;
પૂછો નહીં, એ બધાંનું શું છે હવે મારે કામ,
ધમાચકડી ધમાચકડી ધમાચકડી મારું નામ;
ડાહ્યું ડાહ્યું કરવાનું કે કહેવાનું એ તારું કામ.

કરી મૂકું દોડમદોડા
ઘર આખું ડોલમડોલા,
ખૂણે ખૂણે રાજ મારું
મારું વાગે એ જ નગારું;
પૂછો નહીં, એ બધાનું શું છે હવે મારે કામ,
ધમાચકડી ધમાચકડી ધમાચકડી મારું નામ;
ડાહ્યું ડાહ્યું કરવાનું કે કહેવાનું એ તારું કામ.

## શબ્દસમજૂતી

**ધમાચકડી** ધાટાધાટ, દોડાદોડી ને પરિણામે થતી અવ્યવસ્થા **ઠૂંઠાં** (અહીં) સળીઓ અને નાની ડાળખીઓ **ઊંધાં સવળાં** ઊલટાં-સૂલટાં **મારું વાગે એ જ નગારું** હું કહું તે જ ખરું.

❖ ❖ ❖